श्रीकृष्णायनमः

# પ્રીતમ કાવ્ય.

## ભાગ પહેલો.

શોધન કરી પ્રસિદ્ધ કર્ત્તા.

કરમસદના

નારણભાઇ શંકરભાઇ.

આસિસ્ટંટ માસ્તર–ગુજરાતી સ્કુલ—આણંદ.

આવૃત્તિ પહેલી.

પ્રત ૨૦૦૦

સંવત ૧૯૬૩. સને ૧૯૦૭.

અમદાવાદઃ—"વિજય પ્રવર્ત્તક" પ્રેસ.

કિમ્મત રૂ. ૧—૦—૦

આ પુસ્તક સને ૧૮૬૭ ના પચીસમા એક્ટ પ્રમાણે પ્રસિદ્ધ કર્તાએ પોતાને માટે રજીસ્ટર કરાવ્યું છે.

# અર્પણ પત્રિકા.

## શ્રી રણછોડરાય માહારાજ.

અધમઓધારણ, દીનબંધુ, ભક્ત વત્સલ, અખંડ અવિનાશી, ભક્ત જનના દુઃખ વખતે દેહ ધારણ કરી દુષ્ટને દમનાર એવા જે શ્રી કૃષ્ણ પરમાત્મા હાલમાં બુદ્ધા અવતાર ધારણ કરી શ્રી ડાકોરની અંદર બિરાજેલા શ્રી રણછોડરાય માહારાજને આ પુસ્તક હું સત્કોટી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ સાથે અર્પણ કરૂં છું.

લી. સેવક.

નારણભાઇ શંકરભાઇ.

# પુસ્તક મળવાનું ઠેકાણું.



પ્રસિદ્ધકર્ત્તાને ત્યાંથી—આણંદ.

કીશોરભાઇ કુબેરભાઈ હેડમાસ્તર—ડાકોર.

ભોગીલાલ કેશવલાલ—અમદાવાદ.

ગાંડલીની પોળમાં શેઠની પોળ.

ભાઇલાલભાઇ નારણભાઈ—વડોદરા.

આનંદપરામાં કણબી ફળીયામાં.

ચુનીલાલ કાસીભાઈ—મુંબાઈ.

સરાફ બજાર.



# અનુક્રમણિકા.

# ઈનામી રજીષ્ટરમાં નામ દાખલ કરવાનું ફાર્મ.

અડધા આનાની
ટીકીટ ચોડવી



પોતાનું નામ ____________________

બાપનું નામ ____________________

ચોકસ ઠેકાણું ____________________

ગામનું નામ ____________________

તાલુકાનું નામ ____________________

જીલ્લાનું નામ ____________________

પોષ્ટનું નામ ____________________

સહી ____________________

મુકામ ____________________

**સુચના**—ઉપરપ્રમાણેની હકીકત ફાર્મમાં ભરી અડધા આનાની ટીકીટ ચોડી નીચેને શીરનામે પોષ્ટ મારફત મોકલી આપવું. ફાર્મ પહોંચેથી ઇનામી રજીષ્ટરમાં નામ દાખલ કરી પોષ્ટ કાર્ડથી ખબર આપવામાં આવશે.

**નારણભાઇ શંકરભાઇ.**

આસિસ્ટંટ માસ્તર—આણંદ.

# પ્રસ્તાવના.

મહાત્મા પ્રીતમદાસ જન્મથીજ સુરદાસ હતા; પણ ઈશ્વરની પરમ કૃપાથી મહા જ્ઞાની થઇ ગયા તેમનાં થોડાંક પદો પૃથક પૃથક છપાએલાં છે. પણ એકંદરે બધાં પદો એકજ પુસ્તકમાં ન હતાં. તેમ તેમનાં બનાવેલાં કેટલાંક જ્ઞાનનાં પદો મારા વાંચવામાં આવવાથી મને એમ વિચાર થયો કે બીજાં પદો સારાં હોવાં જોઇએ, તેથી મેં હસ્તલિખીત પુસ્તકો મેળવી વાંચી જોયાં, તેમ કેટલાક સારા માણસોને બતાવ્યાં તેથી તેઃ એએ મને છપાવવાની ભલામણ કરી તેથી આ પદો મેં ભક્ત જનોના લાભને માટે છપાવ્યાં છે.

સદહુ માહાત્માના જીવન ચરિત્ર વિષે બરાબર હકીકત મળી શકતી નથી, પણ તેમણે સંવત ૧૮૩૧ માં સરસગીતા તથા સંવત ૧૮૪૭ માં સુડતાલા કાળ વિષે (પ્રેમપ્રકાશ) મોતીદામ છંદ બનાવ્યો છે તે ઉપરથી તે વખતમાં તે હતા તેમ માલમ પડે છે. બીજાં પુસ્તકો મેળવવાની પેરવીમાંછુ. તેથી જો તેમાંથી તેમના જીવનચરિત્ર વિષે માલમ પડશે તો બીજી આવૃત્તિમાં છપાવવામાં આવશે.

# श्री गणेशायनमः

## અગાઊથી ગ્રાહક થનારાઓનાં નામ.

### આણંદ.

| | | |
|---|---|---|
| નાથાભાઇ | હરીભાઇ. | પટેલ. |
| જેઠાભાઈ | મથુરભાઈ. | ,, |
| આશાભાઇ | ગોવિંદભાઇ. | ,, |
| પ્રાગદાસ | બહેચરભાઇ. | ,, |
| કસનદાસ | ભાઇજીભાઇ. | ,, |
| જીવાભાઇ | નાથાભાઇ. | ,, |
| નાથાભાઇ | ઝવેરભાઈ. | ,, |
| મનોરભાઇ | ભવાંનદાસ. | ,, |
| ત્રીભોવન | વરજભાઇ. | ,, |
| શનાભાઈ | ભીખાભાઇ. | ,, |
| હાથીભાઇ | આશાભાઇ. | ,, |
| પ્રભુદાસ | નાગરભાઇ. | ,, |
| ગોરધનભાઇ | શંકરભાઇ. | ,, |
| ગોરધનભાઇ | મોતીલાલ. | ,, |
| તળસીભાઈ | ગલાબદાસ. | ,, |
| ફીસીભાઇ | ભુલજીભાઇ. | ,, |
| બાપુજી | ત્રીકમદાસ. | ,, |
| શામળભાઇ | દ્વારકાંદાસ. | ,, |
| વલવભાઇ | વિઠ્ઠલભાઇ. | ,, |
| મંગળભાઇ | ગોકળભાઇ. | ,, |
| ફુલાભાઇ | ગોકળભાઇ. | પટેલ. |
| શઇલાલ | બહેચરભાઇ. | ,, |
| કસનદાસ | વહેરીભાઇ. | ,, |
| લલ્લુભાઇ | ભુલાભાઇ. | ,, |
| માનદાસ | રામદાસ, | ,, |
| આસાભાઇ | માધવભાઈ. | ,, |
| લખાભાઇ | દ્વારકાંદાસ. | ,, |
| નારણભાઇ | દરૂભાઇ. | ,, |
| મથુરભાઇ | ફીરીભાઇબીન. | ,, |
| | પુરૂષોત્તમદાસ. | ,, |
| પુરૂષોત્તમ | જોરાભાઇ. | ,, |
| લખાભાઇ | પરસોત્તમ. | ,, |
| ત્રીકમભાઇ | જીવાભાઇ. | ,, |
| બાબરભાઇ | મરઘાભાઇ. | ,, |
| મથુરભાઇ | શંકરભાઇ. | ,, |
| ભીખાભાઇ | શંકરભાઇ. | ,, |
| શીવાભાઇ | જેસંગભાઇ. | ,, |
| બાબરભાઇ | ગણેશભાઇ. | ,, |
| ગોરધનલાલ | કેસવલાલ. | ,, |
| કસનદાસ | કેસવલાલ. | ,, |
| મોતીભાઇ | ભગવાંનદાસ. | , |

લખાભાઇ લલ્લુભાઇ. પટેલ.
સોમાભાઇ કાસીભાઇ. ,,
ઊમેદભાઇ લખાભાઇ. ,,
મંગળભાઇ નાથાભાઇ. ,,
હરીભાઇ શંકરભાઇ. ,,
રણછોડભાઇ બાગરભાઇ. ,,
મોતીભાઇ વહેરીભાઇ. ,,
પુંજાભાઇ લખાભાઇ. ,,
નારણજી લક્ષ્મીદત્ત દવે.
નારણજી પુરૂષોત્તમ પંડયા.
મહાશંકર પુરૂષોત્તમ સૉલ્ટએજન્ટ.
મણીલાલ રૂપરામ બ્રાહ્મણ.
રામશંકર મનસુખરામ પુરાણી.
ગૌરીશંકર હરીભાઇ શુકલ.
મગનલાલ કેવળદાસ શાહ.
રણછોડલાલ કામેશ્વર જોશી.
પુરૂષોત્તમ બાગરભાઇ પંડયા.
કેશવલાલ જેમાઇ ઠાકર.
ફુલાભાઇ જેભાઇ ,,
હિમ્મતલાલ ગોરધન જોશી.
અંબાલાલ હરજીવન ગોર.
બાલચંદ્ર લક્ષ્મીશંકર ડાકટર.
માણેકલાલ નંદલાલ દવે.
મનોરભાઇ મથુરભાઇ લુહાર.
આદીતરામ છગનલાલ સુતાર.
શંકરલાલ ગોવિંદલાલ સુતાર.

આદીતરામ મોતીરામ ભટ્ટ.
મહાશંકર મોહનજી ત્રવાડી.
પુરૂષોત્તમ નરસીભાઇ પટેલ.
શીવાભાઇ જીવાભાઇ પટેલ.

## કરમસદ.

મુળજીભાઇ નાથાભાઇ પા.હેડમાસ્તર.
નાથાલાલ કાસીદાસ શાહ.
રાવજીભાઇ પ્રભુદાસ પટેલ.
ઇશ્વરભાઇ મોતીભાઇ. ,,
વિઠ્ઠલભાઇ નારણભાઇ. ,,
મગનભાઇ મોતીભાઇ. ,,
ચતુરભાઇ મોતીભાઇ. ,,
વાઘજીભાઇ શંકરભાઇ. ,,
છોટાભાઇ વાઘજીભાઇ. ,,
સોમાભાઇ મીઠાભાઇ. ,,
પરસોત્તમ વાઘજીભાઇ. ,,
ગોરધનભાઇ વાઘજીભાઇ. ,,
મણીભાઇ ચતુરભાઇ. ,,
ઉમેદભાઇ નાથાભાઇ. ,,
અંબાલાલ ઉમેદભાઇ. ,,
જેઠાભાઇ લખાભાઇ. ,,
રામભાઇ ગોવિંદભાઇ. ,,
રણછોડભાઇ જેઠાભાઇ. ,,
ફુલાભાઇ કાળીદાસ ,,
ઇશ્વરભાઇ કાકુજી.

છોટાભાઈ મુળજીભાઈ. પટેલ
ખોડાભાઈ ભીખાભાઈ. ,,
બાઈલાલ લલ્લુભાઈ. ,,
મંગળભાઈ શંકરભાઈ. ,,
મગનભાઈ તળસીભાઈ. ,,
અંબાલાલ મગનભાઈ. ,,
ગોરધનભાઈ તળસીભાઈ. ,,
નારણભાઈ મથુરભાઈ. ,,
નરસીભાઈ જેઠાભાઈ. ,,
ઇશ્વરભાઈ દાદાભાઈ. ,,
કાશીભાઈ મથુરભાઈ. ,,
નરસિભાઈ ગોવિંદભાઈ. ,,
કીશોરભાઈ તળજાભાઈ. ,,
નારણભાઈ મીઠાભાઈ. ,,
વલ્લભભાઈ મનોરભાઈ. ,,
વલ્લભભાઈ કલ્યાણભાઈ. ,,
શીવાભાઈ દાદાભાઈ. ,,
બાવાજી કાશીભાઈ. ,,
છોટાભાઈ મુળજીભાઈ. ,,
રણછોડલાલ જગજીવનદાસ. શાહ.
નરસીભાઈ રેવાભાઈ. પટેલ.
વલ્લભભાઈ દ્વારકાંદાસ. ,,
પુરૂષોત્તમ ત્રીકમભાઈ. ,,
દેસાઈભાઈ ડુંગરભાઈ. ,,
જેસંગભાઈ શંભુદાસ. ,,
વલ્લભભાઈ લાલજી. ,,
ઇશ્વરભાઈ લાલજી. ,,

પુરૂષોત્તમ શંકરભાઈમીન. મુનદાસ. ,,
નારણભાઈ શંકરભાઈમીન. મુનદાસ. ,,
બાઈલાલ ત્રીકમભાઈ. ,,

**પેટલાદ.**

દીનકરરાય ચંપકરાય મહેતા.

**દેવધોલેરા.**

મુળશંકર જલુરામ મહેતા.

**સંદેસર.**

રણછોડદાસ ગંગારામ ગહ્યાનંત.
ચુનીલાલ દામોદરદાસ શાહ.
કુબેરદાસ મોતીલાલ શાહ.
સોમાભાઈ દામોદરદાસ શાહ.
દેશાઈભાઈ ગોકળભાઈ પટેલ.
સોમાભાઈ ચુંથાભાઈ. ,,
નાથાભાઈ કાસીભાઈ. ,,

**તારાપુર.**

મગનભાઈ મરઘાભાઈ પટેલ.

**વડોદરા.**

વિઠ્ઠલભાઈ નાગરભાઈ પટેલ.
બાપલાલ નારણભાઈ પટેલ.

**કાલસર.**

ઘેરીભાઈ લલ્લુભાઈ પટેલ.
દેસાઈભાઈ જોરાભાઈ. ,,
બકોરભાઈ વહાલાભાઈ. ,,

**ડેસર.**
દેસાઇભાઇ રણછોડભાઇ પટેલ.

**ઠાકોર.**
કીસોરભાઇ કુબેરદાસ હેડમાસ્તર.

**કુંજરાવ.**
સોમાભાઇ બાગરભાઈ આ. માસ્તર.

**નાપાડ.**
દેસાઇભાઇ ઝવેરભાઇ—હેડમાસ્તર

**સારસા.**
ગહીજીભાઇ શંકરભાઇ પટેલ.
જીભાઇ નરોત્તમદાસ શાહ.

**ઓડ.**
ભીખાભાઇ જીવાભાઇ-હેડમાસ્તર.
મોતીભાઇ જેઠાભાઇ પટેલ.
પરસોત્તમ જીવાભાઇ ,,

**વસ્ત્રાસણ.**
હમીરભાઇ હરગોવનદાસ ઇનામદાર.

**અમદાવાદ-ટ્રેનિંગકૉલેજ.**
ચતુરભાઇ તળજાભાઇ પટેલ.
પરભુદાસ દલાભાઈ પટેલ.
નારણભાઇ ગીરધરભાઇ પટેલ.
મોતીરામ જેઠારામ બ્રાહ્મણ.
જીવાભાઈ મુલાભાઈ પટેલ.

**અમદાવાદ શહેર.**
બિહારીલાલ બનશીલાલ.
ભોગીલાલ કેશવલાલ.
જીભાઇ ત્રીભોવનદાસ.

**બોરસદ.**
છોટાભાઇ ચતુરભાઇ વકીલ.
અંબાલાલ બાપુજી ,,
ગોરધનભાઇ બાપુજી ,,
મોતીચંદ્ર રામચંદ્ર જમાદાર.

**બોરીઆવી.**
આદીતરામ રવીશંકર.
છોટાભાઇ કસીભાઇ પટેલ.

**ઠાસરા.**
જેઠાભાઇ મીઠાભાઇ પટેલ.
ઝવેરભાઇ ભગવાંનદાસ પટેલ.
ગામલતદાર કચેરીના કલાર્ક.

**કઠલાલ.**
ગોરધનદાસ છગનલાલ હેડમાસ્તર.

**ચકલાસી.**
કહાનદાસ ડુંગરદાસ હેડમાસ્તર.

**મુંબઇ.**
ચુનીલાલ કાસીનાથ-સરાફબજાર.

શ્રીકૃષ્ણ.

# પ્રીતમ કાવ્ય.

## ભાગ ૧ લો.

---

### સ્તુતિ.

દોહરો.

શંભુ સુતને હું નમું, પ્રેમે લાગું પાય;
સર્વ દેવમાં દુંદાળાની, પૂંજા પહેલી થાય.
મન વાણી વડે પૂંજા કરૂં, ધરૂં રૂદિયામાં ધ્યાન;
સર્વ કામમાં સહાય કરે, વિઘ્નવિદારક નામ.

---

### કક્કો.

છપયાછંદ.

કક્કા કર સદ્ગુરૂનો સંગ, રૂદે કમળમાં લાગે રંગ,
અંતરમાં અજવાળું થાય, મન માયાથી દૂર પળાય;
લિંગ વાસના હોએ ભંગ, કક્કા કર સદ્ગુરૂનો સંગ. ૧
ખખ્ખા ખરેખરી છે વાત, તે શ્રી મુખે કહી સાક્ષાત,
જ્ઞાની મુનિ જોગી જતી, ગુરૂ કિરપા વિના સિદ્ધિ નથી;

જન્મ મરણની મટશે ઘાત, ખખ્ખા ખરેખરી છે વાત. ૨
ગગ્ગા ગુરૂની સેવા કરો, પર નિંદા પરધન પરહરો,
પ્રપંચ તે પડવાનો ઠામ, સાચે રાચે સિતારામ;
એ શિખામણ ચિત્તમાં ધરો, ગગ્ગા ગુરૂની સેવા કરો. ૩
ઘધ્ધા ઘણું કહે શું થાય, ભવ તરવાનો એ ઉપાય,
સમજીને સંશય ટાળવા, બાહ્યાંતર હરિ ભાળવા,
જોતાં જીવ દશા તો જાય, ઘધ્ધા ઘણું કહે શું થાય. ૪
નન્ના નિર્મળ તેની દશા, જેને હરી રૂદિયામાં વશ્યા,
પોતાના અવગુણને હણે, પરના તો રૂદિયે નવગણે;
કોના દોષ ન દેખે કશા, નન્ના નિર્મળ તેની દશા. ૫
ચચ્ચા ચિત્તમાં ચેતી લે, માથે મરણ તણો છે ભે;
કાયા ઉપર તાકે કાળ, મહા પારધીએ માંડી જાળ;
તેમાં હરિ રાખે તો રહે, ચચ્ચા ચિત્તમાં ચેતી લે. ૬
છચ્છા છે માયા ગુણ મયી, બળવંતી પણ દીશે નહિ,
દાનવ; માનવ ને દેવતા, આધીન થઇ સૌએ સેવતા;
હરિજન આગે હારી રહી, છચ્છા છે માયા ગુણ મયી. ૭
જજ્જા વિરલા જાણે ભેદ, માયા પ્રપંચ વિધિ નિષેધ,
તે માયાનું તજવું માન, માયા પતિ ભજવા ભગવાન;
અંતરમાં ઉપજે નિર્વેદ, જજ્જા વિરલા જાણે ભેદ. ૮
ઝઝા ઝાંખી જોને જેહ, વણ વાદળ જયાં વરસે મેહ,
વિના સરોવર અંબૂજસાર, વિના ભમ્મર ઉઠે ગુંજાર;

વિના અર્ક અજવાળું જેહ, ઝઝા ઝાંખી જોને તેહ. ૯
નન્ના નામ નાવ છે સાર, જે બેસે તે ઉતરે પાર,
કાળ કર્મ નહિ લાગે લેશ, છે આનંદી હરિનો દેશ;
તે પદને પામે નિરધાર, નન્ના નામ નાવ છે સાર. ૧૦
ટટ્ટા ટેક જનમનો ટળે, અંતરજામી ઘટમાં મળે,
નાના મોટા હરિના ઘાટ, કાંઇ શૂક્ષ્મને કાંઇ વૈરાટ;
હરિને ભજતાં હુંપદ ગળે, અંતરજામી ઘટમાં મળે. ૧૧
ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક, જયાં ન મળે બીજાની બીક,
નિર્ભય નારાયણનો વાસ, પ્રેમ ધરીને રાખે પાસ;
સમજું માની લેને શીખ, ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક. ૧૨
ડડ્ડા ડહાપણ મૂકી દે, સદ્ગુરૂને શરણે જઇ રહે,
વચન તણો રાખી વિશ્વાસ, કુકલ્પનાનો કરજે નાસ;
ઉપાધિથી, અળગો રહે, ડડ્ડા ડહાપણ મૂકી દે. ૧૩
ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું, રૂડા પુરૂષને રૂદિયે રહ્યું,
સમજ્યા તેણે લીધો સાર, ગાફલ નરતો ખાસે માર;
જોતામાં જોબનતો ગયું, ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું. ૧૪
રેણા રણ ચોરાશી તણું, તેનું વ્યાજ વધે છે ઘણું,
દાણી ગણમાં ડૂબી ગયો, દેવાળું કાઢીને રહ્યો;
જમ કિંકર કરશે તાપણું, રેણા રણ ચોરાશી તણું. ૧૫
તત્તા તારૂં આપ તપાસ, કયાંથી આવ્યો કયાં તું જાશ,
ખેપ કરીને ખોળી કાઢ, હરીફ હોયતો લાગે હાથ;

મૂરખના મનમાં નહિ ત્રાસ, તત્તા તારૂં આપ તપાસ. ૧૬
થથ્થા સ્થિરતો રહેવું નથી, કોણુ રંક કોણુ પૃથ્વિપતિ,
આજ કાલમાં જાવું સહી, કોટિ ઉપાયે રહેવું નહિ;
ભાવ ધરી ભજ કમળાપતિ, થથ્થા સ્થિરતો રહેવું નથી. ૧૭
દદ્દા દેહ દેવળમાં દેહ, સેવક થઇને કરને સેવ,
પ્રેમ પુષ્પને ચંદન હાર, જ્ઞાન દીપક ઘટમાં અજવાળ;
અંતરનો ટાળે અહમેવ, દદ્દા દેહ દેવળમાં દેવ. ૧૮
ધદ્ધા ધરજે ધારણુ ધીર, વાચ કચ્છ વશ રાખે વીર,
શબ્દ તણી ગરજે સમશેર, શત્રુ દળમાં પાડે ભેર;
સદ્ગુરૂ બખ્તર પહેરે શરીર, ધદ્ધા ધારણુ ધરજે ધીર. ૧૯
નન્ના નિશાન ગુરૂનું છેય, ધીર વીર પગ રોપી રેય,
કાયર નરનું નહિ ત્યાં કામ, શૂરવીરનો સાચો સંગ્રામ;
જીત્યા નિર્ગુણુ જગમાં જેય, નન્ના નિશાન ગુરૂનું છેય. ૨૦
પપ્પા પૂરાની જે પ્રીત, મેરૂ ચળે પણુ ન ચળે ચિત્ત,
ધ્રુવની પેરે અવિચળ રહે, સ્તુતિ નિંદા તે સુખ દુઃખ સહે;
નારાયણુને નિરખે નિત, પપ્પા પૂરાની એ પ્રીત. ૨૧
ફફા ફોગટ તે કોણુ ફરે, સચેત થઇ હરિ સ્મરણુ કરે,
જનમ મરણુમાં આવે નહિ, જેનું મન વશિયું હરી મહીં;
જઠરા પાસન નિશ્ચે કરે, ફફા ફોગટ તે કોણુ ફરે. ૨૨
ભભ્ભા ભજન થકી ભય ટળે, નિશ્ચય કાળ કરાડ ન ગળે,
ભેખ ધારે જો સિદ્ધ થાય, ભાંડ ભવૈયા વૈકુંઠ જાય;

જેવો ભાવ તેવા હરિ ફળે, ભભ્ભા ભજન થકી ભય ટળે. ૨૩
મમ્મા માયા મનની જાણુ, મારૂં તારૂં ખેંચા તાણુ,
સઘળે સરખો આતમરામ, સાંધા વાંધા મનનું કામ;
માટે મન હરિ ચરણે આણુ, મમ્મા માયા મનની જાણુ. ૨૪
જજ્જા જીવપણું જેહને, સંશય શોક સદા તેહને,
આતમ બુદ્ધિ ન ઉપજે કદા, આશા તૃષ્ણા આપદા;
દેહ દરશી દેખે દેહને, જજ્જા જીવપણું જેહને. ૨૫
રેરા રામ ભજનમાં રહે, બીજું બકવું મૂકી દે,
વળતો શીદ વદે છે વાત, નીર વલોવે ના આવે સ્વાદ;
હરિનું હારદ હેતે ગ્રહે, રેરા રામ ભજનમાં રહે. ૨૬
લલ્લા લે તું આતમ લાવ, ફરી ફરી નહિ આવે દાવ,
જીતી બાજી હારિશ નહીં, સમજૂને શીખામણ કહી;
હવે ન ચૂકીશ આવ્યો દાવ, લલ્લા લે તું આતમ લાવ. ૨૭
વવ્વા વેદ વચન નિરધાર, જે પ્રીછે તે પામે પાર;
ઉંચ નિચનો અંતર નથી, સમજ્યા તે પામ્યા સદ્‌ગતિ,
સંશય સૌ તજવો અહંકાર, વવ્વા વદે વચન નિરધાર.૨૮
શશ્શા સાધાન સર્વે થયું, જેનું ચિત હરિ ચરણે રહ્યું,
હરતાં ફરતાં હરિનું ધ્યાન, તપ તીરથ તેને બહુ દાન;
કોટિ વિઘન ભય દુષ્કૃત ગયું, શશ્શા સાધન સર્વે થયું. ૨૯
ખખ્ખા ખાંડનાં બીબાં ભરે, કોયલ કાગડો કુંજર કરે,
મીન મગર બહુ જળચર જાત, જેવું બીબું તેવી ભાત;

મિસરી જોતાં તો મન ઠરે, ખખ્ખા ખાંડનાં ખીળાં ભરે. ૩૦
સસ્સા સઘળે શુંદર શ્યામ, હરિ વિના નહિં ઠાલો ઠામ,
અનેક રૂપે એનાં નામ, આદે અંતે એકજ રામ;
જો સમજે તો પુરણકામ, સસ્સા સઘળે સુંદર શ્યામ. ૩૧
હહા હરિ ભર્યો ભરપુર, દોષ કર્મ તો રહેશે દૂર,
રવિને રજની નહિ કો કાળ, તેમ આતમા પૂરણ ભાળ;
નિર્મળ નયણે નિરખો નૂર, હહા હરિ ભાળો ભરપૂર. ૩૨
સૌ અક્ષર શં પૂરણ થયા, હરિગુરૂ સંતે કીધી દયા,
અક્ષર અક્ષર આતમ બોધ, જો સમજે તો ટળે વિરોધ;
સંવત અઢાર બત્રીની સાલ, ચૈતર સુદ સાતમ સોમવાર. ૩૩
સંદેસર સાધુનું ધામ, ઠાકોર કુંજબિહારી નામ,
પ્રીતમ પ્રેમે અક્ષર કહ્યા, હરિ ગુરૂ સંતે કીધી દયા; ૩૪

---

## કૃષ્ણ ઉપાસનાનો કક્કો.

### રાગ ધોળ.

કરીએ કૃષ્ણ ઉપાસના, ધરિયે રૂદિયામાં ધ્યાન;
ફરીએ નહિ ગર્ભવાસમાં, ઠરિયે ઠીક નિદાન. કરીએ.
ખોટો ખેલ સંસારનો, આતશ બાજીનો રંગ;
કરતાં વર્ષ વીત્યાં ઘણાં, ક્ષણમાં થાશે તે ભંગ. કરીએ.
ગુરૂગમ ગાઇએ ગોવિંદને, જીવનું જોખમ જાય;
દયા દાન ને દીનતા, એ તરવાનો ઉપાય. કરીએ.

ઘટ ઘટ પ્રત્યે રચના ઘણી, ભરિયા રત્ન ભંડાર;
હીરા મોતીની હાટડી, સદ્ગુરૂ ખોલણહાર. કરીએ.
નિર્મળ નામ નારાયણનું. જુક્તે જપશે જે કોય;
અવિચળ પદવી તે પામશે, આવા ગમન ન હોય. કરીએ.
ચિંતવન કરીએ ચિદ્રૂપનું, ઇશ્વર ગોલે છે આપ;
એને સમર્યે સુખ ઉપજે, ટળશે ત્રિવિધીના તાપ. કરીએ.
છે છતિ વસ્તુ દેખે નહીં, જીવનું એને અજ્ઞાન;
માયાના પડદા મધ્યે પડયો, ભૂલવણીનું એ ભાન. કરીએ.
જન્મ મરણતણી આપદા, નથી કાંઇ સંકટ સેલ;
ધંધો કરતાં ઢળી પડયો, જેમ કાંઈ ઘાણીનો બેલ. કરીએ.
ઝાઝે લોભે લાગી રહ્યો, માયાની મધ લાળ;
તેમ તેમ તૃષ્ણા વાધે ઘણી, કૂટાયો કંઇક કાળ. કરીએ.
નોતમ દેહ દુર્લભ દેવને, પ્રાણી પામ્યો છું તેહ;
હીરો નીછારે નાંખીઓ, એમાં ન રહ્યો સંદેહ. કરીએ.
ટેક ધરીએ નિજ નામની, સેવા સમરણ ધ્યાન;
હેતે હરિરસ પીજીએ, મૂકી માન ગુમાન. કરીએ.
ઠીક ઠરીનેરે બેશીએ, રાખીને રે વિશ્વાસ;
જઠરામાં જેણે જાળવ્યો, પરહર પારકી આશ. કરીએ.
ડગમગ ઠાલી શાને કરે, તારૂં ધાર્યું નહીં થાય;
ગમતું થાશે ગોવિંદનું, કોઇનું જાણ્યું નહિં જાય. કરીએ.
ઢાંકયો પાવક ધૂમરે, ઢાંકયો વાદળે સૂર;

માયાએ ઢાંકયો આતમા, સમજણ રહી છે દૂર. કરીએ.
રણ સબંધે આવી મળ્યાં, સુતવિત દારાને દેહ;
લેવાં દેવાં જ્યારે મટે, મારગ લાગશે તેહ. કરીએ.
તોળ્યું તત્વ ત્રિલોકમાં, નહિ હરિ નામ સમાન;
બીજું સરવે એ બાદલૂં, અંતે આવે નહિ કામ. કરીએ.
થિરતા કરીને તું ન્યાળજે, રૂદે કમળમાં રૂપ;
બાહ્યાંતર ભાળજે, હરિનું અકળ સ્વરૂપ. કરીએ.
દેહ તણું ફળ એહ છે, ભાવે ભજીએ ભગવાન;
બીજાં સાધન સંસારનાં,નહિ હરિ નામ સમાન. કરીએ.
ધ્યાન ધરજે પરિબ્રહ્મનું, જેમ કાંઇ લોભીને ધન;
કામીને જેમ કામની, એવું કરીએ ચિત્તવન. કરીએ.
નિશ્ચે જાણો રહેવું નથી, જૂઠો જગત વિલાસ;
એથી રહેજે તું અળગો, આઠે પહોર ઉદાસ. કરીએ.
પ્રીત નિરંતર કીજીએ, સદ્ગુરૂ સંતની સાથ;
રખે ઢાળી તું નાખતો, અમૃત આવ્યું છે હાથ. કરીએ.
ફોગટ ફંદ સંસારનો, સ્વારથનો છે સ્નેહ:
અંતે કોઈ કોઇનું નથી, તું તો તેનો રે તેહ. કરીએ.
બાવન ઉપનિષદ વેદના, તેનું તત્વ વિચાર;
તતપદ ત્વંપદ ત્યાગીને, અસિ પદમાં ચિત્તધાર. કરીએ.
ભારે ભેદ ગુરૂ દેવનો, કોઈ ન પામે રે પાર;
શિવ વિરંચી ને શારદા, સેવે પદ રજ સાર. કરીએ.

માયા મૂળ વિનાની વરખડી, મહાલી ત્રિભુવન માંય;
નિત્ય નૌતમ ફૂલે ફળે, તાતી શીતળ છાંય. કરીએ.
જીવ અનેક નિપજાવતી, સેવે શુર નર વૃંદ;
આઝુંની આધે અજા ઇશ, સૌને સરખો આનંદ. કરીએ.
રહિએ ઇશ્વરને આશરે, ધારણ ધારીને ધીર;
સુખ દુઃખ એણીપેરે આવશે,જેમ નાળિએરમાં નીર.કરીએ.
લીલા કોઇએ લેતું નથી, એની ભૂલવણી સોય;
નટ જેમ નજરબંધી કરે, કળી શકે નહિ કોય. કરીએ.
વિશ્વ રહ્યુ સૌ મોહીને, જૂઠી બાજીને જોય;
તેનો કરતા કોરે રહ્યો, જાણે તે જન કોય. કરીએ.
શશા શોધ સ્વરૂપને, તેને સમજે સુખ થાય;
નિંદ્રા મહીં સુખ ભોગવે, તેતો જાગ્યેથી જાય. કરીએ.
ખોળે ખોટું સર્વે પડે, ન જડે નામને રૂપ;
બાંધી રૂંધી ઉભું કર્યું, જેવું કાષ્ટ સ્વરૂપ. કરીએ.
સંશય તેને શાનો રહ્યો, જેને બ્રહ્મ વિચાર;
અગ્નિને ઉધેઇ અડે નહિ, રવિને નહિ અંધકાર. કરીએ.
હરિનો મહિમા અપાર છે, નિગમ નિરંતર ગાય;
અજ ઉમીયાપતિ અહીપતિ, નિશદિન ધ્યાનમાં ધાય. ક૦
પ્રેમ પયોધરે ઝીલીએ, સદ્ગુરૂ સંતને સંગ;
પ્રીતમ તનમને તે થકી, પ્રગટે પૂરણ રંગ. કરીએ.

---

## ગુરૂ મહિમા.

### સાખી.

પ્રથમ નમું ગુરૂદેવને, જેણે આપ્યું જ્ઞાન;
જ્ઞાને ગોવિંદ ઓળખ્યા, ટળ્યું દેહાભિમાન. ૧
તત્વ સાર ત્રિલોકમાં, ગુરૂ ગોવિંદજ રૂપ;
આદ્ય અંત્ય મધ્ય એહ છે, હરિ ગુરૂ સંત સ્વરૂપ. ૨

### મોતીદામ છંદ.

હરિ ગુરૂ સંત સદા પદ સેવું, જેનું નિત્ય નામ નિરંતર લેવું;
ગુરૂ ગોવિંદ એક રૂપ જાણ, રખે ભિન્ન ભાવ રૂદેમાં આણ. ૧
ગુરૂ ગોવિંદ થકી છે અધિક, જેની પરમારથ કારણ શીખ;
ગોવિંદના સરજ્યા પડયા જીવજાળ, ગુરૂ તેની મુક્તી કરે તતકાળ.
એવા ગુરૂ પૂરણ પ્રેમ દયાળ, પોતાનો જાણીને કરે પ્રતિપાળ;
ગુરૂં તણું જ્ઞાન ગ્રહ્યું શુકદેવ, સંસાર સમુદ્ર તર્યા તતખેવ.
મળ્યા ગુરૂ નારદને સુખરાસી, તો ટળી તતક્ષણમાંય ચોરાશિ;
ગુરૂ વિના કોઇ ન પામે પાર, જેના જશ ગાય ઉમીયા ત્રિપુરાર.
વિરંચી વ્યાસ વદે ગુરૂ ઇષ્ટ, ન જાણે મહિમા પ્રાણી પાપીષ્ટ;
તેને ગુરૂ દ્રોહી કૃતઘ્ની કહીએ, જેણે ગુરૂ જ્ઞાન ગ્રહ્યું નહિ હૈએ.
ગુરૂને આપ બરાબર જાણે, તેને જમદૂત વૈતરણીમાં તાણે;
ગુરૂને ગાળ કાઢે તે કપૂત, તેનું મુખ સૂળે ભરે જમદૂત
ગુરૂની સેવામાં ચુક પડાવે, તેને હરિ ચક્રની ધારે ચઢાવે;
ગુરૂનિંદા શૂણે નિરધાર, સિસું ગાળી રેડે શ્રવણ મોઝાર.

ગુરૂને ચરણે નમાવે ન શિશ, તેને શત્રુ રૂપે જાણે જગદીશ;
ગુરૂની સેજે જે પગ ધારે, તેને ત્રિલોકમાં કોણ ઉગારે.
ગુરૂ મરજાદ ન રાખે કોય, તેતો નર રણમાં રાક્ષસ હોય;
ગુરૂ વિના આકટ જેવો આપ, જેનું મુખ દીઠે ચઢે બહુ પાપ.
ગુરૂ વિના નુગરો ફરે જન જેહ, મુઆ પછી ઢોર અવતરે તેહ;
એવું ગુરૂ ગિતામાં કહે શિવરાય, જેને વેદ શાસ્ત્ર નિરંતર ગાય.
ગુરૂ બ્રહ્મ કેવળ જ્ઞાન સ્વરૂપ, જેને રૂદે આતમ તત્વ અનૂપ;
છે તત્વ-મસામાં અખંડ આનંદ, ત્રિગુણાતિત ટાળે ભવફંદ.
એવા ગુરૂ પ્રેમે કરી જે પૂજે, તેના ઘટમાંહી ત્રિભોવન સૂઝે;
ગુરૂનું પ્રેમે ચરણોદક પીધું, તેણે ત્રિલોકનું તીરથ કીધું.
પામે પ્રસાદ ગુરૂનો પ્રીતે, જાણે તેણે જજ્ઞ કર્યા લક્ષ નિત્યે;
ગુરૂને પ્રેમે સંતોષ પમાડ્યા, જાણે તેણે ચૌદ લોક જમાડ્યા.
ગુરૂને પ્રક્રમા કરી લાગે પાય, તેને સહુ સાધન સહેજે થાય;
એવા ગુરૂ જાણીને આવ્યો શરણ, નિવારો નાથ જનમને મરણ.
ધરી ધરી દેહ પામ્યો મહાદુઃખ, હવે હરી આપો અવિચળ સુખ;
પીડાયો પાર વિના મહારાજ, હવે હરિ બાંહ્ય ગ્રહ્યાની લાજ.
જોશો અપરાધ અમારા ઇશ, ત્યારે કોઇ કાળે હું કેમ તરીશ;
જ્યારે નિજ માતા બાળકને મારે, ત્યારે તેને બીજું તે કોણ ઉગારે.
અભય પદ બિરદ તમારૂં હોય, આવે શરણે તેને હણે નહીં કોય;
તમો ગુણ ગાયે જો કર્મ ન નાસે, ત્યારે કોણ ચરણ તમારા ઉપાસે.
રવિને ઉગે રહે અંધકાર, ત્યારે તેને શીદ ઇચ્છે સંસાર;

અમૃતને પીધે જો રોગ ન જાય, ત્યારે શો અમૃતનો મહિમાય.
સુરતરૂ સેવે ન ભાગે ભૂખ, ત્યારે તેને કોણ કહે શુર વૃક્ષ;
તીરથને નહાયે ન જાયે પાપ, ત્યારે શો તીરથનો પરતાપ,
પારસને પરસે ન હોએ હેમ, ત્યારે પારસ કહીએ કેમ;
સિંહને શરણે જાંબુક ખાય, ત્યારે સિંહ શરણે ગયે શું થાય.
રામનામ લીધે દમે અજ્ઞાન, ત્યારે કોણ કહેશે ભલા ભગવાન;
કામક્રોધ લોભ લૂંટે જયારે ચોર, ત્યારે શું નાથ તમારૂં જોર.
ધણીમાં જ્યારે મળે નહિ ઢંગ, તેની ત્રિયા ફરે ઉઘાડે અંગ;
પ્રતિવ્રતા નાગી પતીને લાજ, જુઓ મનમાંહી તમે મહારાજ.
પીડા પામે દાસ પ્રભુને ખોટ, અમોપર કાળ ચલાવે ચોટ;
પ્રભુનું ભજન કરે તે પીડાય, તેનો તમને બટ્ટો છે જદુરાય.
આપો નિજ ભક્તિ સંગ ઉમરાવ, રૂદે ખેડું ઉજડ ફેર વસાવ;
બેસારોને બેરખે નામ તમારૂં, તેણે કરી કારજ થાય અમારૂં.
ત્યારે ફરી નગર ન લૂંટે કોય, જ્યારે રખવાળું હરીનું હોય;
આવી પ્રભુ કરો રૂદેમાં વાસ, ત્યારે સહુ થાય અવિદ્યા નાશ.
વરતાવોને એક તમારી આણ, ઉઘાડોને રામ રતનની ખાણ;
દીનપણું દુર કરોને જદુનાથ, હવે હરિ હેતે કરી ઝાલો હાથ.
બોલાવી પાસ બેસારો બાપ, પમાડો શીદ હવે પરિતાપ;
ભમાવો શીદ હવે ભગવાન, દયા કરી દીજે અભયપદ દાન.
નાઠે નહિ છૂટો ત્રિભૂવનનાથ, ન મૂકું શ્યામ તમારો સાથ;
વેરી મેઘ બિંદુ બરાબર હોય, તમારો સંગ ન મૂકું તોય.

માયાને વારો તમો રામરાય, નથી મુજને જંપવા દેતી જરાય;
કરે છે સાંધા વાંધા બહુ જોર, એવું એનું કારમું કામ કઠોર.
હરિ ગુરૂ સંતમાં અંતર પાડે, જીવને લાલચ લોભ દેખાડે;
એને કોઇ જીતે મહા શુરવીર, ડગે નહિ ધર્મ ધૂરંધર ધીર.
સાગર સાત તે અંજલી નીર, ગોપદ ભૂમી ગગન સમીર;
શૂન્યમાં પૂરણ દેખે સોય; મૃત્યુ તેને અમૃતનું ફળ હોય.
જાણો કાંઇ માગશે મારી પાસ,એવું રખે રાખતા શ્રી અવિનાશ;
રિદ્ધિ સિદ્ધિ મારે ન જોઇએ મુક્તિ,ન માગું જોગ સિદ્ધિની જુક્તિ.
ન માગું એક છત્ર રામ રાજ, ઈંદ્રતણા આસનનું શું કાજ;
ઇચ્છું નહિ અજપદને કૈલાશ, ન માગુ ગૌલોકે વૈકુંઠ વાસ.
પદ રજ એક ચઢાવું શીશ, તમારી મહેર માયાને અધીશઃ
ઇચ્છું નહીં અન્ય પદારથ કાંઇ, રાખોનિજ ચરણકમળની છાંય
માગુ પ્રેમ ભક્તિ સંતસંગ સાર,માગું જશ ગાવા લીલા અવતાર;
નડે નહિ કોઇ મને સંસાર, રહું નિજ નામ તણે આધાર.

સાખી.

સત્ય નામ પ્રભુ તમ તણું. સત્ય સત પુરૂષ વિચાર;
કહે પ્રીતમ શુદ્ધ ભાવશું, દીજે નિત્ય દેદાર.
ગાય શીખે ને સાંભળે, ધરે નિરંતર ધ્યાન;
કહે પ્રીતમ નર નારમાં, નહિ કો તેજ સમાન.

---

## બારમાસ.

### શાખી.

સદ્‌ગુરૂને ચરણે નમું, માગુ પ્રેમ પ્રસાદ;
દયા કરીને દીજીએ, હરિ રસ અમૃત સ્વાદ.
વાણી શકે નહિ વરણવી, સદ્‌ગુરૂતણું સ્વરૂપ;
બુદ્ધિ બળ પહોંચે નહિ, ઉપમા રહિત અનૂપ.
પરમારથ પૂરણ પ્રેમશું, વંદુ સદ્‌ગુરૂ ચર્ણ;
તાપ ટળે સંસારના, મટે જન્મ ને મર્ણ.

### રાગ સોરઠ.

સાંભળ શુદ્ધ ચિત્તે કરી, હરિના ગુણ ગાન;
પ્રીત સહિત નિત્ય નાથનું, રૂદિયે ધર ધ્યાન. સાંભળ.
ગુરૂપદ પંકજ પૂજતાં, ચૌદ લોક પૂજાય;
શિવ વિરંચીને શારદા, ગુરૂના જશ ગાય. સાંભળ.
અંતઃકરણ હોય ઉજળાં, જડ તિમર ટળી જાય,
સરવે લાગે સુઝવા, પદ રજ મહિમાય. સાંભળ,
જપ તપ તિરથ જોગનું, ફળ જે કહેવાય;

### સાખી.

સદ્‌ગુરૂની કરૂણા થકી, ઉપજે નિર્મળજ્ઞાન;
શુદ્ધ ચૈતન તુરિયાપદે, રહે નિરંતર ધ્યાન.
કારતકે ચિત્ત ચેત્યો નહિ, ઘડી લાખેણી જાય;
વળતી વિચારીશ જીવડા, પાછળથી પસ્તાય. સાંભળ.

જો જાણે તો બાંધજે, પાણી પહેલી પાળ;
નિર ગયે નહિ નિપજે, શિર તાકે છે કાળ. સાંભળ.
કાયા કુસુમ છે કારમું, વેગે વણશીરે જાય;
અમર થાય જેમ આતમા, એવો કરજે ઉપાય. સાંભળ.
કહે પ્રીતમ તું પ્રીછજે, ઇચ્છજે કલ્યાણ;
સંત સમાગમ કીજીયે, મૂકી મનનીરે તાણ. સાંભળ.

સાખી.

મનના પ્રપંચ મૂકજે, કરજે તત્વ વિચાર;
રત્ન પદારથ જન્મ છે, નાવે બારંમવાર. . . .

માગશર માથા ઊપરે મોટું મરણનું સાલ;
મારગ વહે છે ઉતાવળો, કોઇ આજને કાલ. સાંભળ.
અંતે કોઇ કોઈનું નહિ, રામનું લેને નામ;
એક ઘડી ન વિસારીયે, સુખ સાગર શ્યામ. સાંભળ.
જૂઠી બાજી જોઈને, મનમાં આવી ભૂલ.
રૂડાં રંગે રળિયામણાં, સિમળાનાં ફૂલ. સાંભળ.
સુત વિત્ત મંદિર સુંદરી, સુખ સ્વપ્ન વિચાર;
કહે પ્રીતમ સહુ કારમું, દીસેછે દીન ચાર. સાંભળ.

સાખી.

મોતી સૌ ઉદકતણાં, તેના હાર ન થાય;
મિથ્યા મન મોદકકરે, તેણે ભૂખ ન જાય.

પોષે તે પ્રાણી પ્રીછજે, જેને ગુરૂગમ હોય;

પરમારથ પાકું રત્નછે, જત્ન કરશે જે કોય. સાંભળ.
અણુછતું આપણું માનીને, દુઃખ પામે અપાર;
શ્વાન સમાન આ જીવ છે, વહે શકટનો ભાર. સાંભળ
સાસથી સરવે હરિ તણી, ભોગવે સંસાર;
મારૂં મારૂં તે કરી રહ્યા, તેણે ખાય છે માર. સાંભળ.
તન મન જેણે સોંપીયું, શ્રી. હરિને રે હાથ;
કહે પ્રીતમ તે પામિયા, વૈકુંઠનો સાથ. સાંભળ.

સાખી.

તજશે આપે આપદા, ભજશે, પૂરણ બ્રહ્મ.
પલકમાંહી પ્રલયજ થશે, કોટી જનમનાં કર્મ.

મોહ મહિને માયા તણો, મર્મ જાણે જેહ;
ભૂલવણીમાં ભૂલે નહિ, તરે ભવજળ તેહ. સાંભળ.
બાજીગરનો બાળકો, ગ્રહે હાથ ભુજંગ;
ઔષધ બુટ્ટીને ઓળખે, વિખ વ્યાપે ન અંગ. સાંભળ.
રામ અમૃત જન જે પીએ, તેતો અમર થાય;
જનમ મરણની આપદા, તેની તતક્ષણ જાય. સાંભળ.
અજ ઉમયાપતિ અહિપતિ, જપે નિશદીન જેહ;
અનંત કોટી ગ્રહી ઑધર્યા, પ્રીછે પ્રીતમ તેહ. સાંભળ.

સાખી.

સદ્ગુરૂ સંત કૃપા કરે, પ્રગટે નિરમળ જ્ઞાન;
રવિ ઉદયે રજની ટળે, રહે નિરંતર ધ્યાન

ફાગણ ફૂલ્યો સોહામણો, ફૂલી જૂજવી જાત;
જોયાની રચના ઘણી, રંગ જૂજવા ભાત.          સાંભળ.
વિધવિધ પેરની વાસના, ઊડે અનંત અપાર;
મન ભમરા ભોગી થયો, રહો વન મોઝાર.          સાંભળ.
ઠારે ઠારે દ્રુમ ઢાંકીયાં, આશા અમર વેલ;
નવપલ્લવ નૌતમ સદા, કોકીલા કરે કેળ.          સાંભળ.
લીલા લલિત સોહામણી, શોભાનો નહિ પાર;
જન પ્રીતમ એવું જોઇને, રીઝયા રૂદય મોઝાર.  સાંભળ

સાખી.

નિરમળ નયણે નિરખતાં, દરસે નીજ દેદાર;
સાગરમાં સૌ ઉપજે, લહેરી લોઢ અપાર.

ચૈતરે ચિત્ત ચિદ્રૂપમાં, થઇ રહ્યું તલ્લીન;
નિમિષ માત્ર ન્યારૂં નહિ, જેવું જળનું રે મીન. સાંભળ.
ચૈતન સિંધુ ઝીલતાં, થયું શુદ્ધ શરીર;
સૌમાં ઇશ્વર સૌને વિષે, જેમ મણીકામાં હીર.  સાંભળ.
એને આધારે સૌ રહ્યું, પિંડને બ્રહ્માંડ;
સચરાચર શોભી રહ્યો, અવિનાશી અખંડ.          સાંભળ.
બ્રહ્મ જથારથ ભાળતાં, ભાગે મનની ભ્રાંત;
પ્રીતમ પ્રીછે પાધરૂં, થાય સમજે તે શાંત.          સાંભળ.

સાખી.

સદાચિદ આનંદ સરવમાં, ભરી રહ્યો ભરપૂર;
દિન રજની રહે રંગમાં, નિરમળ વર્ષે નૂર.

વૈશાખે જોતાં વેદમાં, મહા વાકય જ્ઞાન;
તત્ત્વમસી તે તુંજ છું, અળગો નહિ આન. સાંભળ.
વાયુને ખોળે વંટોળીઓ, એમ ઇશ્વર જીવ;
વસ્તુ વિચારતાં એક છે. શ્યામ સુત્ર સદીવ. સાંભળ.
અરસ પરસ છે એકમાં, જેમ તરૂણીમાં તેજ;
ભિન્ન નહિ એમ બ્રહ્મથી, ઓળખે પદ એજ. સાંભળ.
સરિતા સાગરમાં રહે, શાકર માંહે મીઠાઇ;
પ્રીતમ પુષ્પમાં વાસના, એવી ગુરૂ ગમ પાઇ. સાંભળ.

સાખી.

પટ તંતુ ન્યારો નહિ, જયમ હાટકને હાર;
જડ ચૈતન જગદીશમાં, તેજ પૂંજ એક તાર.

જેઠે જનમ સફળ થયો, જો જાણ્યા જગદીશ;
અખિલ ભુવનનો આતમા, ગુણ માયાનો ઇશ. સાંભળ.
વિશ્વ વિચિત્ર છે જે વડે, કરે રંગ કલોલ;
થંભ વિના થંભાવીયું, બ્રહ્માંડનું ગોળ. સાંભળ.
રમવાને બાજી રચી, ધરી નવ નવાં રૂપ;
સંશય શોક સ્વભાવથી, થયો જીવ સ્વરૂપ. સાંભળ.
વિષય વૃત્તિને આંતરે, અવરાયો અનીત;
પ્રીતમ પોતાને વિસર્યો, કરે પરશું પ્રીત. સાંભળ.

સાખી.

અંતરજામી આતમા, માનો મિથ્યા ગર્વ;
માયાને પડદે રહી, મોહ પમાડયું સર્વ.

અસાડે અમરિત તણા, વરશ્યા વરસાદ;
હરિ હરિ સઘળે થઇ રહ્યું, સ્થાવર જંગમ જાત. સાંભળ.
ચિત ચાટક રંગે રટે, બોલે મન મોર;
જ્યાં ત્યાં ચૈતન બ્રહ્મના, ઉગતાં અંકુર. સાંભળ.
સુખ સાગર સેજે ઉછળ્યો, સલિતા સુભ સાર;
બ્રહ્મ નિરંતર જળ ભર્યાં, કોઇ પામે ન પાર. સાંભળ.
માણે મત્સ મગન થઇ, મરજીવા સંત;
પ્રીતમ પલક ન્યારા નહિ, રસિયા રસવંત. સાંભળ.

સાખી.

મહા મુગત જાણે જગત, જે આપે અછીત;
અણુલિંગ આકાશવત, સ્વયંપદ શબ્દાતીત.

શ્રાવણ સાધન શું કરૂં, સમરણને ધ્યાન;
અહં કર્તા ઉઠી ગયો, થયું સરવ સમાન. સાંભળ.
પંચકોશ પદ હું નહિ, નહિ અંતઃકરણ.
ઇંદ્રી અવસ્તા ઉરમી નહિ, નહિ વેશને વર્ણ. સાંભળ.
જીવ નહિ ઇશ્વર નહિ, નહિ માયા ને માન;
ત્રિધા વૃત્તિ ત્રિગુણ નહિ, નહિ જ્ઞાતાને જ્ઞાન. સાંભળ.
સહુ પ્રકાશિત સરવનો, શાક્ષી શુદ્ધ સ્વરૂપ;
પ્રીતમ તે પરમાત્મા, એતો અકળ-અનૂપ. સાંભળ.

સાખી.

ચેન ચરિત્ર જેને નહિ, સૌમાં વ્યાપક સોય,
પ્રીતમ તેને પ્રીછતાં, આવા ગમન ન હોય.

ભાદરવે એક રસ ભર્યો, સચરાચર માંય;
પ્રલય સમે પાણી વિના, દીસે નહિ કાંય. સાંભળ.
કોર કિનારો પાળી નહિ, નહિ આવરણને આડ;
એક ચિદાનંદ જોઇને, છળ વિદ્યા છાંડ, સાંભળ.
સ્વતંતર અંતર નહિ, બાહ્યાંતર બ્રહ્મ;
એમ જાણે તે ઉપાસના, એ વિના મોટો ભ્રમ. સાંભળ.
બ્રહ્મ નિષ્ઠા પળ નવ ચળે, અનન્યતા એહ;
પ્રીતમ પૂરણ બ્રહ્મશૂં, જેને સાચો સ્નેહ. સાંભળ.

સાખી.

દૃષ્ટ પદારથ જેટલું, તેનો થયો અભાવ;
તનમથ તન તુરિયા તણો, તેશૂં બન્યો બનાવ.

આસો લીલા અખંડ છે. નીરખ નિરધાર;
ઓઘ વળ્યા આનંદન, સુખ સિંધુ અપાર. સાંભળ.
ઇચ્છા ટળી ઈંદ્ર લોકની, અજપદ કૈલાશ;
નહિ વૈકુંઠની વાસના, ભાળ્યો બ્રહ્મ વિલાસ. સાંભળ.
અધિકારીને આવશે, સમજણને સાન;
મુક્ત થઈ તે માણશે, મૂકી દેહાભિમાન. સાંભળ.
સદ્‌ગુરૂની કીરપાથકી, ઉપન્યો આનંદ;
પ્રીતમ તે પદ પામીઆ, નહિ શૂર ને ચંદ. સાંભળ.

સાખી.

જાણવુંતું તે જાણીયું, નથી જાણવું કાંય;
પોતે પોતામાં ભળ્યો, જયમ પ્યાલો પાણી માંય.

ઉતરસંડે આદર કર્યો, રચ્યા દ્વાદશ માસ;
ખૂંટજે પ્રેમે પૂરા કર્યા, આણી અંગે ઉલ્લાસ. સાંભળ.
સોરઠ રાગ સોહામણો, સુંદર શુભ સાર;
અક્ષર અક્ષર અતિ ઘણો, અનુભવ ભંડાર. સાંભળ.
સંવત અઢાર આડત્રીસેં, કીધો એ વિચાર;
કહે પ્રીતમ પદ પામશે, નહિ સંશય લગાર. સાંભળ.
ગાશે સાંભળશે શીખશે, કરશે રૂદિયે વિચાર,
કહે પ્રીતમ પદ પામશે, નહિ સંશય લગાર. સાંભળ.

---

## ચેતવણી.

રામ સમર તું રામ સમર તું, રામ સકળ ઉરવાસી છે.
અંતરજામી એક નીરંતર, જેણે જગત પ્રકાશીત છે. ૧
વેદપુરાણે મહિમા મોટો, આદ્ય પુરૂષ અવિનાસી છે;
ઈંદ્ર જાળનો ખેલ બનાવ્યો, અજબ તમાસો હાંસી છે. ૨
આંખ તણે અણસારે નાચે, માયા જેની દાસી છે;
અંડક ટાટ ઉમર ફલ પેરે, રચના રંગ વિલાસી છે. ૩
એક વાર હરિ નામ ઉચ્ચારે, કોટી ગંગાને કાશી છે;
સઘળાં તીરથ તેણે કીધાં, જે જન નામ ઉપાસી છે. ૪
કમળ નેંનનું કીર્તન કરતાં, વિશ્વ સકળ સુખરાસી છે.
જેનું ધ્યાન ધરે શિવ ગીરજા, ચરણ સેવક કમલાસી છે. ૫

ભજન ભરૂંસો જેને ન મળે, તેને લખચોરાસી છે;
ચાર ખાંણનું ભટકણુ ભારે, આઠે પહોર ઉદાસી છે, ૬
ધર્મરાયની તલબ ન ચુકે, જમની પીડયા ખાસી છે;
હરી મારગથી વિમુખ થયા, તેને કાળ કર્મની ફાંસી છે. ૭
તજી અમૃતને ઝેર પીએ, ભાઇ તેમાં શી શાબાશી છેઃ
પ્રીતમ પ્રભુનું ભજન કરેતો, લીલા લહેર સુધાશી છે. ૮

---

રામ સમર તું રામ સમર તું, રામ રૂદિયામાં રાખીને;
માથા ઉપર મરણુ ભમેછે, કાળરહ્યો છે તાકીને. ૧
જનમ મરણનું દુઃખ જોરાવર, જીવ જુવે નહિ ઝાંખીને;
પરવત સરખાં પાપ કર્યા તેં, વાંકુ વસ્રમું ભાખીને. ૨
ધાંમધૂમ ધંધામાં ધાયો, સમઝયો નહિ પદ સાખીને;
કર્યાં કર્મ આવીને નડશે, પાપ રહ્યું છે પાકીને. ૩
સાંચ્યું છે તે કોઇક ખાશે, પૂછી જો મધ માખીને;
આશા તૃષ્ણા લોભ ઇર્ષા, કરદે સબ નાંખીને. ૪
અનુભવ આંખ ઉઘાડી જોજે, મનની મહોરસ લાખીને;
આઠે પહોર રહે મતવાલો, પ્રીતમ પ્રેમ રસ ચાખીને. ૫

---

રામ સમર તું રામ સમર તું, રામ નામ ચિત્ત ધારીને;
ઘણા જન્મ પીડાયો પ્રાણી, પ્રભુનું ભજન વિસારીને. ૧
ચાર ખાણ લખચોરાસીમાં, મૂઆે તે ફાંફાં મારીને;

કહિં કોળ થયો કહિં નોળ થયો, કહિં કીટ થયો કીલ કીરીને. ૨
કહીં પશુ થયો કહીં પંખી થયો, કહીં બેઠો પંથ પસારીને;
કહીં ભૂત થયો કહીં પ્રેત થયો, કહીં ભોવન રહ્યો ભીખારીને, ૩
હરિના હેત વિના અથડાયો, હીંડયો સરવસ હારીને;
દુઃખને સુખ કરી માંન્યું મુરખ, શું કહીએ અહંકારીને. ૪
આનંદનો લવલેશ મળે નહિ, શોક ઘણો સંસારીને;
કહીં માત મરે કહીં તાત મરે, કહીં ભ્રાત રૂવે સુત નારીને, ૫
જમતા દૂત કરે દીવાળી. લીધુ સૌ લલકારીને;
જગત બેહાલ કર્યું માયાએ, જોજે જીવ વિચારીને. . . ૬.
અચેત થઈને શું ઉંઘે છે, લે બગાડયું કામ સમારીને.
શરણુ ગ્રહે શામળીયા કેરૂં, તે લેશે ઉગારીને. ૭
નજરે જોતાં નિરભે કરશે, હરસે સંકટ ભારીને;
તાતો વા નહિ લાગે તેને, જે મળશે મોરારીને. ૮
માથે ધણી કરે મદન સુદનને, મોહન મંગળકારીને.
દિન રજની રૂદિયામાં રાખો, નટવર નવલ વિહારીને. ૯
નામ લગન કરો નીસવાસુર, પુરણુ પ્રેમ વધારીને;
અખંડ અભેપદ તેહ પાંમશે; અમરપટો અધિકારીને. ૧૦
હરી સમરણુ કરી થા તું સુખીઓ, અમૃત નામ ઉચારીને;
કહે પ્રીતમ સેવો સદ્ગુરૂને, તન મન ધન સૌ વારીને. ૧૧

---

રામ સમર તું રામ સમર તું, રામ નામ શુભ સારો છે;

શેશ મહેશ જપે જોગેશ્વર; પ્રેમી જનને પ્યારો છે. ૧
જેને રામ નામનો રંગ ન લાગ્યો, જાણો જીવ નઠારો છે;
નામ ઝાઝ સંસાર સિંધુ, પાર ઉતરવાનો આરો છે. ૨
નામ અર્ક અંધકાર મીટાવે, અખીલ ભોવન ઉજીયારો છે;
રામ નામ ઉજ્વળ મુક્તાફળ, હરીજન હંસનો ચારો છે. ૩
રામનામ બીજ મૂળ મંત્રનું, પંડ બ્રહ્માંડ પસારો છે;
મોહ પાસમાં સર્વે પડ્યું, પણ નામ જપે તે ન્યારોછે ૪
સ્નેહ સહિત હરિ નામ ઉચ્ચારે, આત્મારામ અમારો છે;
કહે પ્રીતમ નીજનામ તત્વ છે, અવર સરવ કુટારો છે. ૫

---

## [illegible], સાખી

ભજન કરી લો ધ્યાન ધરી લો, અવસર વીત્યો જાએ;
કહે પ્રીતમ એ દીને દિવસમાં, આયુષ્ય ઓછું થાએ. ૧
આયુષ્ય તારૂં ઓસતણું જળ, ક્ષણમાં ઉડી જાએ;
કહે પ્રીતમ મનમોદક માટે, ભૂંડા ભૂખ ન જાએ. ૨
માયા તે મનમોદક મિથ્યા, ધુમર તણાં જેમ ધાંમ;
કહે પ્રીતમ શમણાંનો વૈભવ, કશો ન આવે કામ. ૩
કથીરનું ધન કામ ન આવે, સાચુ નાણું ચાલે;
કહે પ્રીતમ હીરા માણક મુકી, કોડીને કોણ ઝાલે. ૪
કોડી તે સંસાર તણું સુખ, હીરો હરીનું નામ;
કહે પ્રીતમ પીછીલે પ્રાણી, સેજે સરસે કામ. ૫

કારજ થાશે ભવદુઃખ જાસે, અન્યભવ આંખ ઉઘડસે;
કહે પ્રીતમ સદ્‌ગુરૂને સેવો, વસ્તુ જથારથ જાણો. ૬
જડશે ત્યારે જશે કલ્પના, માલ ઘણોછે ઘરમાં;
કહે પ્રીતમ ભટકણુ સૌ ભાગે, ઓળખ આ અવસરમાં. ૭
અવસર ચેતે તે નર ઉત્તમ, વળતી સીદ વિચારે;
કહે પ્રીતમ જો દાવ ન સમજે, તો જીતી બાજી હારે. ૮
હાર્યો તે હરી નામ વિસર્યો, માયા માંહે ગુંચાતો;
કહે પ્રીતમ પ્રપંચે પ્રાણી, પેટ ભરીને સુતો. ૯
પેટ ભર્યું પાંગરની પેરે, પરમારથ ન પ્રીછો;
કહે પ્રીતમ કાયાતો ખોટી, અમર થવાને ઇચ્છો. ૧૦
અમર થાયે ઇશ્વર ઓળખતાં, તે સમજણ છે ન્યારી;
કહે પ્રીતમ કહિએ શું ઝાઝું, જોજે જીવ વિચારી. ૧૧
જીવપણાનું જોખમ મોટું, મરવુંને અવતરવું;
કહે પ્રીતમ કુબુદ્ધિને સંગે, લખચોરાસી ફરવું. ૧૨
લખચોરાસીનું દુઃખ દીઠે, દુરમતિ શે ન દેખે;
કહે પ્રીતમ નર નજરે આવે, પણ પુરૂષ પશુને લેખે. ૧૩
પુરૂષ ખરો પણ પશુનાં લક્ષણ, જીવ જનાવર જેવો;
કહે પ્રીતમ તેને શું કહીએ, મિથ્યા દોષ ન દેવો. ૧૪
રક્ષણ દેવું જે કાંઇ કહેવું, મનુષ્ય હોય તે માને;
કહે પ્રીતમ અજ્ઞાની એવા, કહ્યું ધરે નહિ કાને. ૧૫
કાન ખરા પણ કસુ ન સમજે, જેવો હોય તાબૂત;

કહે પ્રીતમ ચોરી ચિત્ત લીધુ, વળગ્યો વિસયાભૂત. ૧૬
વિષયભૂત વળગ્યો પ્રાણીને, તેને કાંઈ ન સૂઝે;
કહે પ્રીતમ ખોખુ કર્યો ખાઇ, હાણુ લાભ ન બૂઝે. ૧૭
જાણે નહિ જે લાભ હાણુને, સ્વારથે સૌ ખોયું;
કહે પ્રીતમ અમરફલ કયાંથી, બી બાવળનું બોયું. ૧૮
પાપ કરીને પુન્ય તણું ફલ, કોણ પામ્યો છે પ્રાણી;
કહે પ્રીતમ જમરાની ઝોટો, જીવે જરા નવ જાણી. ૧૯
જાંણે નહિ પણ જમ નહિ મૂકે, જેણે જગત હલાવ્યું;
કહે પ્રીતમ એમાં નાહ ઉધારો, કેડા મોરે આવ્યું. ૨૦
આવ્યું તેતો નહિ ઓસરે, જાવું નિશ્ચે જાણો;
કહે પ્રીતમ ખોટા સુખ સારૂ, અભિમાન શું આંણો. ૨૧
અભિમાન અંહકારે બુડયા, અનેક આગે સુરા;
કહે પ્રીતમ સંસાર તરેતે, કોઈ પ્રભુના પુરા. ૨૨
પુરા નરનું એ પારખું, લક્ષણથી લેવાશે;
કહે પ્રીતમ નહિ માંને તે, ઘણા કાલ કુટાશે. ૨૩
કુટાશે પોતાને કરમે, જૂહું જરા નહિ ચાલે;
કહે પ્રીતમ પારસમણી મુકી, ગુંજાને કોણ ઝાલે. ૨૪
રાંમનામ ધન સારૂ હતું તે, પાપે પુંજી ટાળી;
કહે પ્રીતમ કાયા નગરીને, કાંમ ક્રોધે પ્રજાળી. ૨૫
વિષય વન્હી જોરાવર કહાવે, દીરઘ દાવાનલથી;
કહે પ્રીતમ કાંઈક ઓલાએ, નિર્મળ ગ્નાંન જળથી. ૨૬

ખોટો હુંપદ ખરી મસાગત્ય, મિથ્યા કરે સુહાએ;
કહે પ્રીતમ કાગળ તે નાવે, પાર પડે નહિ કોઇએ. ૨૭
હરી મારગનો મર્મ ન જાંણે, મુરખ ફૂલે મનમાં;
કહે પ્રીતમ એક પલક ઠરે નહિ, તાપ ઘણેરો તનમાં. ૨૮
તાપ ટળે નહિ સ્વાંત મલે નહિ, ક્ષણુએ સુખ ન થાએ;
કહે પ્રીતમ તે પાર ન પાંમે, ઘણા કાળ કુટાએ. ૨૯
કાળે કુટયા જમરે લૂંટયા, ચાર ખાણુમાં પડીઆ;
કહે પ્રીતમ અજ્ઞાંની એવા, ચોરાસી રડવડીઆ. ૩૦
રડવડતાં તેને કોઇ ન રાખે, કર્મ તણો કૂટારો;
કહે પ્રીતમ સેવે સદ્ગુરૂને, એ તરવાનો આરો. ૩૧
શુદ્ધ ચિત્તે સેવે સદ્ગુરૂને, મુકી મનનો મેલ;
કહે પ્રીતમ ભવસાગર ભૂંડો, તેને તરવો સહેલ. ૩૨
સહેલ વાતમાં કોઇક સમજે, જેના સંશય જાએ;
કહે પ્રીતમ મનમાં મોટો, સવાશેર સૌ થાએ. ૩૩
સ્વામી થવા સૌને ઇચ્છા, સેવક ન જડે શોધ્યો;
કહે પ્રીતમ કોઇક નર જીત્યા, જેણે મન પ્રમોધ્યો. ૩૪
મન જોરાવર કહ્યું ન માંને, આડુ ટેડુ ચાલે;
કહે પ્રીતમ પારસમણી મૂકી, પથરને જઇ ઝાલે. ૩૫
હીરા મોતી નામ હરીનું, પથર બીજી વાતો;
કહે પ્રીતમ મૃગજલ દેખીને, રખે તું પીવા ધાતો. ૩૬
ધાયા તેતો ધૂળ ફમાયા, આડા થઇ અથડાયા;

કહે પ્રીતમ માયાને ઝુપાટ, ભૂપ તરેહુ ખંડાયા. ૩૭
ખંડાયાને ખોળ્યા ન જડયા, મોટા થઈને ભડયા;
કહે પ્રીતમ સંસાર સિંધુમાં, બહુ વાર તે બૂડયા. ૩૮
બૂડયા તેને કોણ બચાવે, આપે અવળા ચાલે;
કહે પ્રીતમ પોતાને હાથે, ફાંસી ગળામાં ઘાલે. ૩૯
મોહ માયાના મોટા ફાંસા, તે તોડયા નવ તૂટે;
કહે પ્રીતમ હરી દયા કરે તો, જગત જાળથી છૂટે. ૪૦
જગત જાળ એ સાકર કહાવે, કંઈક લપેટી લીધા;
કહે પ્રીતમ માયા બહુ પાશ, ઘણા તે ઘાયેલ કીધા. ૪૧
ઘેલપણામાં સર્વે ભાસ્યું, કૂડું કામજ કીધું;
કહે પ્રીતમ અમૃત ઢોળીને, ઝેર હળાહળ પીધું. ૪૨
અમૃત તે ઉપદેશ ગુરુનો, ઝેર અવિદ્યા જાણો;
કહે પ્રીતમ પરમારથ મૂકી, સ્વારથે શીદ તાણો. ૪૩
સ્વારથ તે સંસાર સૂળ છે, પરમારથ ભવ તરવું;
કહે પ્રીતમ પાખંડ તજીને, હરીનું સ્મરણ કરવું. ૪૪
હરી નામ હુતાસન તણખા, કર્મ કાઠીને બાળે;
કહે પ્રીતમ પાતક મહા મોટાં, એક પલકમાં ટાળે. ૪૫
અજામેળ અવીચળ પદ પાંમ્યો, નારાયણને નાંમે;
કહે પ્રીતમ અવગુણ ટાળીને, સનમુખ ભાળ્યું શ્યામે. ૪૬
સુંદર શ્યામ સદા સુખકારી, દાસ તણું દુઃખ ટાળે;
કહે પ્રીતમ અમૃતની દ્રષ્ટે, નીજ જન સાંમું ભાળે. ૪૭

સાંમું ભાળે ભવ દુઃખ ટાળે, અટલ અભેપદ આપે;
કહે પ્રીતમ બીજાં બહુ બંધન, એક ક્ષણુમાં કાપે. ૪૮
કર્મ ભરમના કૂટારામાં, કોને નિવરતી ન મળે;
કહે પ્રીતમ પરપાર ન આવ્યો, પડયો માયાને વમળે. ૪૯
માયા મોહ કલ્પના મનની, તે દહાડી દુઃખ દે છે;
કહે પ્રીતમ આવાં પીડાયા, સદા શોકમાં રહે છે, ૫૦
શોક ધાંમ વિશ્રામ નહિ, કામ ક્રોધ મદમાતા;
કહે પ્રીતમ સંસાર પુરમાં, ગયા તે ગોથાં ખાતા. ૫૧
ગોથાં ખાધાં ઘણી પેરનાં, કંઇક આવ્યાને ગયાને;
કહે પ્રીતમ હરીને વિસર્યા, દેહ તણે અભીમાને. ૫૨
દેહ તણું સુખ દીઠા સુધી, ઉપર દીસે આછું;
કહે પ્રીતમ ભીતર ભાળે તો, સૌકો નાસે પાછું. ૫૩
રૂધીર માંસનું ચર્મ આંત નખ, અસ્ત કીર્મવીટ સુત્ર;
કહે પ્રીતમ તેમાં શું મોહ્યો, કાયા કલેશનું પાત્ર. ૫૪
અવિદ્યાનું પાત્ર પંડ છે, તે સુ પ્રીત ન કીજે;
કહે પ્રીતમ અહંકાર તજીને, રામ સુધારસ પીજે. ૫૫
રામ સુધારસ પીધો, પ્રેમસુ, તે થયા અવીનાસી;
કહે પ્રીતમ સુર તરૂની પેરે, સૌને તે સુખરાશી. ૫૬
સુખદાયક સર્વ પ્રાણીને, કોને નહી દુઃખદાતાઃ
કહે પ્રીતમ તેને સૌ ઇચ્છે, વિષ્ણુ શિવ વિધાતા. ૫૭
શિવ બ્રહ્માને દર્શન દુર્લભ, જેહ હરીના હેતકારી;

કહે પ્રીતમ તેની સમજણમાં, શું સમજે સંસારી. ૫૮
સંસારીની દૃષ્ટિ દેહ પર, દેહ કર્મને દેખે;
કહે પ્રીતમ અંતરનો અનુભવ, પ્રાણી કોઇને પેખે; ૫૯
પેખે ક્યાંથી પ્રાપત ન મલે, ગુરૂ વિના જ્ઞાન ન આવે;
કહે પ્રીતમ પ્રથમથી ભૂલ્યો, તેને શું સમઝાવે. ૬૦
સમજુને શીખામણ સર્વે, મુરખ કહ્યું ન માંને;
કહે પ્રીતમ પરમાર્થ દૃષ્ટે, જોજો પોથી પાને. ૬૧
પ્રેમ વિના પ્રમોધન લાગે, હરી હયામાં ન મળે;
કહે પ્રીતમ પીળુ તુ દેખે, તે પોતાને કમળે. ૬૨
કમળો તે તો કુટીલ કર્મ છે, મનને કરે મલીન;
કહે પ્રીતમ તૃષ્ણાએ પીડયો, રહે દિનનો દિન. ૬૩
દીન થઇને અતિ દુઃખ પાંમે, સેવે નહિ સદ્ગુરૂને;
કહે પ્રીતમ કહીએ શું ઝાઝું, નફ્ટ નિર્લજ નરને. ૬૪
નર નારાયણ કરે પલકમાં, તે સદ્ગુરૂની કુંચી;
કહે પ્રીતમ સૌ શાસ્ત્ર પુરાણે, એ દશા છે ઊંચી. ૬૫
ઉંચી દશાને જે અનુભવસે, તે થાએ તદરૂપ;
કહે પ્રીતમ પુરણ પદ પાંમે, પડે નહિ ભવકુપ. ૬૬
ભવસાગર સુરભા પદ સરખો, તરતાં વાર ન લાગે;
કહે પ્રીતમ સદ્ગુરૂને સેવે, તેની ભ્રાંન્તિ ભાગે, ૬૭
ભ્રાંતિ ભાગે અનભે જાગે, ઉઘડે સપત સરોજ;
કહે પ્રીતમ સેજે વશ થાએ, માયા મોહ મનોજ. ૬૮

માયાદાસી સંત તણી, અવર જીવની રાંણી;
કહે પ્રીતમ કઇપેરે સુખ થાએ, ટળે ન ખેંચાતાણી. ૬૯
ખેંચાતાણી જીવનું લક્ષણ, સહેજ સ્વરૂપ હરીનું;
કહે પ્રીતમ શાંન્ત ન થયુ, મળવું મિત્ર અરિનું. ૭૦
સહેજ પણામાં સર્વ સમૃદ્ધિ, તૃણાવત ત્રિલોક;
કહે પ્રીતમ આનંદ અખંડિત, સ્વપને ન મળે શોક. ૭૧
શોક શું કરવા તેને વ્યાપે, આપે સૌનું ઇચ્છયું;
કહે પ્રીતમ પરમાથ ભાવે, સાર પોતાનું પ્રીછયું. ૭૨
પ્રીછયું તે પ્રમાણે તેહનું, જેહની તૃષ્ણા ટૂટી;
કહે પ્રીતમ મગ્ન થયા તે, છૂટી મરકટ મૂઠી. ૭૩
અવની તેને થઇ આસની, મેરૂ છત્રનો દંડ;
કહે પ્રીતમ ગગન ગુંજાવત, વાડીફલ બ્રહ્માંડ. ૭૪
બ્રહ્માંડ પંડની ટળી ભાવના, એક આત્મા આદરશ્યો;
કહે પ્રીતમ સચરાચર સઘળે, અમૃતનો મેહ વરસ્યો ૭૫
અમૃત તે આનંદ પદારથ, શોક ઝેરનું મૂલ;
કહે પ્રીતમ સમઝીને લેજો, તજજો સંદેહ શૂળ. ૭૬
સંસે આત્મા સત્ય વીનસતી, ગીતામાં સિદ્ધાંત;
કહે પ્રીતમ પોકારી કહે છે; શાસ્ત્ર પુરાણને શંત. ૭૭
સંત વિના કોણ સાચ બતાવે, પ્રપંચ પાસ ના રાખે.
કહે પ્રીતમ ભવબંધન બીજાં, ક્ષણમાં કાપી નાખે. ૭૮
બંધ કાપે અતિસુખ આપે, વ્યાપે નહિ મોહ માયા;

કહે પ્રીતમ સ્થુલ સુક્ષમ કારણુ, મહાકારણુમાં કાયા. ૭૯
જાગ્રત સુપન સસોપતી તુરીયા, સર્વ જુગ્તી જાંણે;
કહે પ્રીતમ ચૈતન સાગરમાં, સંત મગ્ન થઈ માલે. ૮૦
સંત હરી ગુરૂ એક રૂપ છે, અંતર કોન ધરશો;
કહે પ્રીતમ તેના પદ સેવો, સંસાર સાગર તરશો. ૮૧
તરશો તે સદ્ગુરૂને શબ્દે, એમાં નહિ ઉધારો;
કહે પ્રીતમ સચરાચર ઇશ્વર, રૂપ રૂદિયામાં ધારો. ૮૨
ભોમીની રજ પડે ભોમપર, જો ઉડે આકાશ;
કહે પ્રીતમ જ્ઞાનીના મનમાં, ન મળે કાંઈ વિનાશ. ૮૩
ચૈતનનાં બિંદુ ચૈતન માંહે, એમ હરીમાં હરીજન;
કહે પ્રીતમ કંચનમાં ભૂષણુ, જુઓ વિચારી મન. ૮૪
સુકાં પત્રને પવન ચલાવે, એમ વરતાવે દેહ;
કહે પ્રીતમ ઇશ્વરની ઇચ્છા, ભોગ ભોગવે તેહ. ૮૫
ભોગ ભોગવે રોગતણી પેરે, હરી શું તાર ન તૂટે;
કહે પ્રીતમ વહેવાર સ્વપ્નવત, દેહ કર્મ કરી છૂટે. ૮૬
છૂટયા તે સંસાર જાળથી, હાદ આવ્યું હાથે;
કહે પ્રીતમ શણુગાર સતીને, પ્રેમ પીયુની સાથે. ૮૭
પીયુ શું પ્રેમ નિરંતર જેને, તેનું દલ નહિ ડોલે,
કહે પ્રીતમ સ્વામીની સેવા, બોલાવે તો બોલે. ૮૮
બોલે ચાલે કરે બંદગી, મનમાં મેલ ન રાખે;
કહે પ્રીતમ સ્વામીની સંગે, પ્રેમ સુધારસ ચાખે. ૮૯

પાર વિનાનાં હોય પૂતળાં, દોરી કળે જેમ નાચે;
કહે પ્રીતમ દુનિયાં મોહ પામે, રચનારો નવ રાચે. ૯૦
રચનારામાં અનંત કળા છે, કોણે કળી ના જાએ;
કહે પ્રીતમ સદ્ગુરૂની શમસ્યા, સમજેતો સુખ થાએ. ૯૧
સુખીઓ થાએ જાએ સૌ જોખમ, નિશ્ચય હરી ભણી રાખે;
કહે પ્રીતમ હરી કર્તા હર્તા, આપ રતી નવ રાખે. ૯૨
આપ્યું તેમાં ઘણી આપદા, અત્યંત પીડા પામે;
કહે પ્રીતમ દાસાતન આવે, તેમાં ભક્તિ રસ જામે. ૯૩
ભક્તિ વશ ભગવાન રહે છે, શાસ્ત્ર પુરાણે શાખો;
કહે પ્રીતમ સૌ સંત મલીને, એ વિચાર ઉર રાખો. ૯૪
સદ્ ગુરૂ સંત કૃપાએ પાંમ્યો, પ્રીતમ પરમ આનંદ;
કહે પ્રીતમ જે ગાએ સાંભળે, બોલે જે ગોવિંદ. ૯૫

---

## ગરબો.

તું તો રાંમ સમર નર પાપીરે, તને મનુષ્યા દેહડી આપીરે. ૧
તારા તાપ નિવાર્યા હરીએરે, તેની ભક્તિ શે નવ કરીએરે. ૨
પશુ ટાળીને પુરૂષ કીધો રે, તેનો સાચો શરણુ નવ લીધોરે. ૩
તું તો પંખી થઇને પરવરતોરે, બહુ માળા જાળામેં કરતોરે. ૪
તું તો કાગ થઇ કળકળતો રે, તું રોઝ થઇને રઝળતો રે. ૫

તું તો ઢાર થઈને ધાતો રે, અન્ન મુકીને ખરસલું ખાતોરે. ૬
તું તો અશ્વ થઈ આથડતોરે, ઘાસ દાંણો વેળાએ નવ મળતો રે.૭
તું તો ઉંટ થઇને ભમતોરે, તું તો ભાર અપાર ઉંચકતો રે. ૮
તું તો ગ્રામ શુકર થઇ ફરતોરે, મહા પાપે કરીને પેટ ભરતો રે.૯
ઘણું ગર્ધવ થઈ અથડાતો રે, બહુ માર જગતનો પડતો રે. ૧૦
જંબુક થઇ જંગલમાં રહેતોરે, તું તો સાર અસાર ન લેતો રે. ૧૧
મીન મગર થઈ આફળ તોરે, જીવ જંત અનંતને ગળતો રે. ૧૨
તું તો ઝાડ તણો દેહ ધરતોરે, કોઇ કાપીને કડકા કરતો રે. ૧૩
કૃમ કિટ પતંગ થયો પ્રાણીરે, એમ ભટકયો જીવ ચાર ખાણી રે ૧૪
દુઃખ દીઠું દીન દયાળેરે, કરી કરૂણા શ્રી ગોપાળેરે. ૧૫
મહેર કરીને મનુષ્ય દેહ આપીરે, સૌ સંકટ નાખ્યાં કાપીરે. ૧૬
પામ્યો ભાવતાં ભોગ વિલાસરે, સુત સુંદર દાસ ને દાસીરે. ૧૭
પોતાનો પરછાયો નિહાળેરે, જાણે મરવું નથી કોઇ કાળેરે. ૧૮
સિંહાસન બેઠો ફૂલીરે, દહાડા દુઃખના ગયો સૌ ભુલીરે. ૧૯
કર્યાં કર્મ અતિ અકારાંરે, આવી મળશે તે એક વારેરે. ૨૦
બાંધી રૂંધીને જમપુર લેશેરે, બહુ માર વિવિધ પેરે દેશેરે. ૨૧
નાંખે નરક અઠાવીશ માંહીરે, બળ કામ નહીં આવે કાંઇરે. ૨૨
એવું જાણીને ભજ અવિનાશીરે, ટળે ચાર ખાણ ચોરાસીરે. ૨૩
ભજ પ્રીતમ ભાવ કરીનેરે, આવો અવસર ના આવે ફરીનેરે. ૨૪

---

પદ.

હરી નામનો મહીમા મોટો, અગમ અપારરે;
સ્મરણ કરતાં સંકટ ભાગે, લાગે પ્રેમ ખુમાર. હરી નામનો. ૧
પાતાળે અહિપતિ ઉચ્ચારે, મધ્ય લોક ત્રિપુરાર;
આકાશે ઉતપાદ સૂત, રાખે રૂદિયા મોઝાર. હરી નામનો. ૨
ગજ ગુણિકા જે ગીધ અજામેળ, નામ થયો નિસ્તાર;
નામ પ્રતાપે તર્યા જળ પર્વત, જાણે સૌ સંસાર.હરી નામનો. ૩
જળ તલ જંગમ જીવ ચરાચર, રહે નાંમ આધાર;
પ્રીતમ પ્રભુનું નામ નિરંતર, શ્વાસોશ્વાસ સંભાર. હરી નામનો.૪.

---

## રાગ ગરબી.

પદ ૧.

ગોવિંદ ગોવિંદ ગાઇ લેરે, જબ લગી તન શ્વાસ. ટેક.
આ જુગ જૂઠો જાણજે, જેવો સ્વપ્ન વિલાસ. ગોવિંદ. ૧
અમૃત પીતાં ન કીજીએરે, કાંઈ આળસ અંગ;
કોઈ સમે આવી મળ્યું, મગહરમાં ગંગ. ગોવિંદ. ૨
આકડે આંબળાં ઉતર્યાંરે, લાગ્યાં એરંડે અનાર;
ઉસર સુરતરૂ જામીયું, ભાગ્ય અનુસાર. ગોવિંદ. ૩
લખ ચોરાસી જાતનારે, ધર્યા બહુ અવતાર;
દુર્લભ દેહ પામ્યો માનસી, મહા મુક્તીનો દ્વાર. ગોવિંદ. ૪
તો તું કાંઇ સમઝયો નહીંરે, મન મુઢ ગમાર.
પ્રીતમ પ્રભુને સંભારજેરે, નિત્ય વારંમવાર. ગોવિંદ. ૫

પદ ૨.

જોને વિચારી જીવડારે, માથે મર્ણનો છે માર. ટેક.
આજકાલ ઉઠી ચાલવું, મૂકી સૌ સંસાર. જોને વિચારી. ૧
શું કરવાને આવિઓ, શો કીધો ઉચ્ચાર;
શું સરવાળે ઉગાર્યું, મન કરને વિચાર. „ ૨
જમે ખરચ કરી દેખતાંરે, પડ્યું ફાજલ પાપ;
કર્મ કરોળીઆની જાળમાં, બંધાયો આપો આપ. „ ૩
શરણે જા ગુરૂ સંતનેરે, તેથી ટળસે તાપ;
ક્ષણમાં ખોદી નાખશે, પર્વત સરખાં પાપ. „ ૪
જેમ જાણો તેમ રાખજોરે, હરી બાનાની લાજ;
પ્રીતમ પતિતને તારવા, થાઓ સાવધાન આજ. „ ૫

---

## રાગ કાફી.

પદ ૧.

તત્વ સાંખ્યમાં જોયુંજુકતે કરી, સર્વ સમાંતરે ઉગર્યા એક હરી. ટેક.
ઇંદ્રિ દેવ વિખ ગુણ વૃત્તિ સૌનો, પ્રેરક વસ્તુ વિચાર કરીને જોતાં,
આવણ એક નહોએ, આનંદ કરશેરે, અનુભવે એક હરી.
તત્વ સાંખ્ય. ૧
શુદ્ધ ચૈતન સાક્ષી પરમાત્મા, પર માંય રમેતિ;
અદ્વીત એક અખંડ અવિનાસી, નિગમ કહે નેતિ નેતિ,

નાથ નિરંતરરે નિરખ્યા નજર ભરી ભરી. તત્વ સાંખ્ય. ૨
કનક ડંડ શાકરનું શ્રીકૃષ્ણ, રત્ન કુંભ એક રૂપ;
એક રસ ઇશ્વરરે, નહિ કોએ મિત્ર અરી. તત્વ સાંખ્ય. ૩
બ્રહ્મ પયોધી ભર્યો પરી પુરણુ, ન મળે નુન્ય લગાર;
મૃત્યુ તે અમૃત થઇ નીવડયું, પ્રગટયો પ્રેમ અપાર,
પ્રીતમ પ્રીછયો રે, ગુરૂ ગમે શાંત ખરી. તત્વ સાંખ્ય. ૪

## રાગ ગરબો. સંત મહીમા.

### પદ ૧.

સાંભળ સાચું કહું તુને, એક વાતલડી ચિત્ત ધરજેરે;
જો સુખ ઇચ્છિ આપણું, તો તું સંત સમાગમ કરજેરે. ૧
સંત સંગે સુખ છે ઘણું, દુઃખ કોટ જન્મતું કાપેરે.
જીવ તણી દુગ્ધા ટળે, શુદ્ધ જ્ઞાન જથારથ આપેરે. ૨
શીતળ કોમળ સંતની, કાંઇ વદન સરોજની વાંણીરે;
સાંભળતાં સંસે ટળે, મળે પ્રમે સારંગ પાણીરે. ૩
શબ્દે તે સંસાર છુટીએ, જમ કિંકરનો ભે ભાગેરે;
નોકા રૂપી સંત છે, ભવ તરતાં વાર ન લાગેરે. ૪
એવી સંગત સંતની, તન મનના તાપ નીવારેરે;
પ્રીતમ પુરણુ પ્રેમસુ, સુખ સાગર સ્નેહ વધારેરે. ૫

## રાગ ગરબો—સંત મહિમા.

### પદ ૨.

સંત વિના સંસારમાં કોએ, હરિનો મર્મ ન જાણેરે;
શ્રી મુખ મહિમા સંતનો, પ્રભુ પુરણ પ્રીતે વખાણેરે. ૧
નારદ પ્રત્યે નાથજી તે, સંતતણા જશ ભાંખેરે;
સંત મને વહાલા ઘણા, નિજ રૂપ રૂદિયામાં રાખેરે. ૨
સંત સદા સુખ ધામ છે, મારે રહેવાનું નિરધારરે;
સંતને નિરખવા કારણે, ધરૂં અવનીમાં અવતારરે. ૩
અરસં પરસ રહુ એકમાં, જેમ સાકરમાં મીઠાઇરે;
પુષ્પ મધ્યે જેમ વાસના, એમ સંતમાં રહું સમાઇરે. ૪
તરૂણ તેજ ન્યારૂં નહીં, નહીં કનક કુંડળ ભિન્ય રૂપરે;
જળ તરંગ નહિ જુજવા, એમ સંત તે મારૂ સ્વરૂપરે. ૫
સંત ચરણરજ વંદસે, તે સર્વ શિરોમણ થાએરે;
શિવ વિરંચી શારદા, તે સંત તણા ગુણ ગાએરે. ૬
મૂળમાં પાણી સિંચતાં, ફૂળ ફુલ પાંદડે પ્રસરેરે;
જે સંતોખે સંતને, તેનાં સઘળાં કારજ સરસેરે. ૭
સંત તણો મહિમા મોટો, તે કોઇ વિરલા જાણેરે;
પ્રીતમ પુરણ પ્રેમસું, પ્રભુ સંતનો મહિમા વખાણેરે. ૮

### પદ ૩.

સંત તે તિરથ રૂપ છે, માંહી રામસુધા જળ ભરીસુંરે;

વચન લહેરિ લે આનંદમે, તન પરસતાં પાતક હરીયુંરે. ૧
સાધુ ચંદન બાવના, સેવે તે સુખીઓ થાએરે;
તાપ પાપ ભવ આપદા, સૌ દુકરિત દૂર પળાએરે. ૨
કામધેનુ ચંતામણી, મન કામના પુરણ થાએરે;
હૃદય કોમળ નવનિતથી, પરતાપે પાપ ઓગળી જાએરે. ૩
સંત સજીવન ઔષધી, ભવ રોગનો તાપ નીવારેરે;
સંસાર અપાર સમુદ્ર છે, એક પલકમાં પાર ઉતારેરે. ૪
સંત વચન બહુ સ્વાંતનું, મન સીપમાં મુક્ત થાએરે;
પ્રીત સહીત ચિત્ત પ્રોવીલે, જન્મ તણું દુખ જાએરે. ૫
જે જાણે સુખ સંતનું, તે પળભર સંગ ન છોડેરે;
પ્રીતમ પુરણ પ્રીતડી, તે મન કર્મ વચને માંડેરે. ૬

પદ ૪

પ્રીત વિના પ્રભુ દુર છે, તમે જોજો જુક્ત કરીનેરે;
શુદ્ધ પ્રેમ જેને પ્રગટે, તે ભાવે ભેટે હરીનેરે. ૧
પ્રીત જુઓ વ્રીજ નારની, જેણે વશ્ય કીધા વનમાળીરે;
તન ધન સદન વિસારીયાં, લોક લાજ મરજાદા ટાળીરે. ૨
સાચી પ્રીત એક મીનની, તે નિર વિના નવ જીવેરે;
જો જો પ્રીત પતંગની, તેણે દેહ દહન કર્યા દીવેરે. ૩
ચિત્ત ચોટયું ચકોરનું ચંદ્રશું, તેતો પ્રીતે પાવક પ્રાશેરે;
રવિ રહે લખ જોજનો, જોઇ જળમાં કમળ પ્રકાશેરે ૪
પયપાણી ને પ્રીતડી, તે એકમેક થઇ જાએરે;

આપ બળે પય ઉગરે, તેતો સાચો સ્નેહ કહેવાએરે. ૫
પ્રીત જુઓ પંખીતણી, જળ ચાત્રૂક ચાંચ નવ બોળેરે;
અંબુ પીએ આકાશનું, અવનીનું નીર નવ ઢાળેરે. ૬
નર માદા મોતી જુઓ, સત જોજન પર વેચાએરે;
આવી મળે તે એકઠાં, અર્ધ ક્ષણું અળગાં નવ થાએરે. ૭
પ્રીતમ એવી પ્રીતડી, ગુરૂ સંત હરીની સાથેરે;
તે પુરણ પદ પામીઆ, કાંઈ કહેણી ન રહી કાચીરે. ૮

---

## ગરબો.

### પદ ૧.

દયા કરો દિનબંધુ, તારો સંસાર સિંધુ. ૧
માયાના મોરચા ભારી, તેમાં લીજે ઉગારી. ૨
તમારે શરણુ આવ્યો, જૂઠો સંસાર ન ભાવ્યો. ૩
દિન દશ આઠની બાજી, કાયા છે કાળની ભાજી. ૪
વરસ બે હાથીએ બેસે, પાંચ વરસ બેડીએ પેસે. ૫
કોઇ અન્ન જળનો ઓછો, કોઇ પરિવારનો પોચો. ૬
દુઃખ વૈદને રોગી, દુઃખી ગૃહિને જોગી. ૭
દુઃખી દાતાને દીન, દુઃખી મૂરખ પ્રવિણ. ૮
સુખી તે પ્રાણી કહાવે, જે હરિને શરણુ આવે. ૯
દાસનો દાસ થાએ, ત્યારે પરિતાપ જાએ. ૧૦
પ્રીતમ પ્રભુનો પ્યારો, તેતો સુખ દુઃખથી ન્યારો. ૧૧

પદ ૨.

હરીરસ હેતે પીઓ, બીજાથી સિદ બીઓ. ૧
કાળનું કાંઇ ન ચાલે, હરી જો હાથ ઝાલે. ૨
જમરા રહેશે રોઈ, કર્મ ન પીડે કોઇ. ૩
માયા હોય દાસી તેની, પ્રભુસુ પ્રીત જેની. ૪
નવ ગૃહ પાયે નમે, જેનું મન હરિસું રમે. ૫
સંસારનો શોક ન લાગે, ભવનાં સંકટ ભાગે. ૬
વિષય વિકાર જાએ, તિરથ રૂપ થાએ. ૭
ભજે જે હરિને ભાઇ, તેની ત્રિલોક વડાઇ. ૮
ઇચ્છા ફળ પાંમે પ્રાણી, ભજે જે ચક્ર પાણી. ૯
પ્રીતમ પ્રભુનો મહિમા, વંદે શિવ ઇંદ્ર બ્રહ્મા. ૧૦

---

## રાગ કાફીનો ધુમાર.

પદ ૧.

એસે પ્રભુ સંગે હોળી ખેલીએ હો, હો મેરે પ્યારે નહિ ફરી આવા ગમન. ટેક.

જાકે આગે માયા કિંકરી, રૂપ અનંત અપાર;
દેખ દેખ શુરનર મુની મોહે, મોહોહે સકળ સંસાર. એ૦ ૧
છત્ર આકાશ શોભી સિંહાસન, ઇંદ્ર ધર્મ છડીદાર;

ભક્ત અનંત ક્રોડ અદાલત, શોભા જાકિ અપાર.    એ૦ ૨
બ્રહ્મા પ્રધાન શાખા ઉમીયા પતિ, લક્ષ્મી પલોદેપાય;
સારદ ગણુપત લખે દોતિઆ, નારદ કિરતન ગાય.  એ૦ ૩
પંખો પવન કરે નિસવાસર, રવિશશી દિવદાર;
કામ કળાવંત કરત ભવાઇ, નિરખત નિરખનહાર.  એ૦ ૪
સિંધુ સાત નિત્ય રેંટ ફરતહે, નવસેં નવાણું વહે વેગ;
બાર અઢાર ફૂલી ફૂલ વાડી, સિંચત જળ માળી મેઘ. એ૦ ૫
જગન્નાથ કરે ભોગ વિલાસા, કરે દ્વારિકાં રાજ;
બદ્રિનાથ જોગ ધ્યાંન ધરતહે, રાંમનાથ પોઢનકો સાજ. એ૦ ૬
વંદ્રાવન ગૌલોક કરે લિલા, વૈકુંઠ નીજ દરબાર.
નિગમ બંદીજન દ્વાર પોકારે, પાવત નાંહિ દેદાર.  એ૦ ૭
જાકુ નાથ નિજ મોજ નિવાજત, સો કિએ આપ સમાન;
પ્રીતમ પ્રેમે પાએ અભેપદ, જાચત નહિ નૃપ આન.  એ૦ ૮

---

## હરીમહિમા.

### રાગ સારંગની દેશી.

પદ. ( ૧ )

હરી ભજનથકી, છોટા હોય તે, સૌથી મોટા થાએ:
તેના તાપ ટળે, જન્મ મરણનાં સંકટ સર્વે જાએ.—ટેક.
દાસી સૂતથી શું હિણપણું, તેનું પરમ પવિત્ર ચરિત્ર ભણું;

થયા નારદ મન ગોવિંદ તણું. હરી ભજનથકી. ૧
શુકજીનું મૂળ જૂઓ શોધી, જે પશુ ઘાતી શુરીઓ લોધિ;
થયા ઇશ્વર આપે અક્રોધી. હરી ભજનથકી. ૨
જુઓ વાલ્મિકની વાત ખરી, જેણે દર્ભશાલાથી દેહ ધરી;
તેણે સતકોટી રામાયણ કરી. હરી ભજનથકી, ૩
જુઓ એકલસિંગી હરણીના, જુઓ વ્યાસ મુની વણપરણીના;
જુઓ સુતપુરાણી કોણ કરણીના. હરી ભજનથકી. ૪
જુઓ માડવની મેડકી માતા, જુઓ વશેલ વેશ્યા વિખ્યાતા;
જુઓ ચતુરાનંન પંકજ જાતા. હરી ભજનથકી. ૫
જેમ મહજળ ગંગામાં મળે, સૌ ગંગા સરખુ થઇ તે ફરે;
જેમ પારસ પરસે લોહ ટળે. હરી ભજનથકી. ૬
એમ જાત ભાત સૌની જાણી, હરી ભજતાં હરી સરખા પ્રાણી;
કહે પ્રીતમ ઓલખ એંધાણી. હરી ભજનથકી. ૭

પદ ( ૨ ) રાગ ઉપર પ્રમાણે.

હરી નામ સમાન, અવર નહિ સાધન કળીમાં કાંઇ બીજું;
રૂદિયે ધર ધ્યાંન, માયા રંગ કુસુંબમાં રખે રીઝું.–ટેક.
સતજુગ ત્રેતા દ્વાપર કહીએ, જપ જોગ જગ્ન આચાર લહીએ;
એ આચરતાં મહા મુક્ત થઇએ. હરી નામ સમાન. ૧
કળિ કેવળ કિરતંન કૃષ્ણ તણું, તજી લોક લાજ દંભ દુષ્ટપણું;
સૌ સાધનથી ફળ હોય ઘણું. હરી નામ સમાન. ૨

નિજનામ નાવ જુગ તારણહાર, અહિ અનંત ક્રોડ સંત ઉતર્યા પાર;
કરી કમળનેણ ગુણ ગાંન સાર. હરી નામ સમાન. ૩
શ્યામવર શીયાવર ધ્યાંન ધરે, મન સંભવ રોગ વિનાસ કરે;
પ્રીતમ સરખા કૈક પતીત તરે. હરી નામ સમાન. ૪

પદ. ( ૩ ) રાગ ઉપર પ્રમાણે.

હરી ભજનવિના, દુઃખ દરિયા સંસારનો પાર ન આવે;
જડ બુદ્ધિ જીવ, સંતવિના શુદ્ધ મારગ કોણ બતાવે.-ટેક.
અનેકવાર અવતાર ધર્યા, કૈક કર્મતણા કોઠાર ભર્યા;
અધ ઓઘતણા અંબાર કર્યા. હરી ભજનવિના. ૧
તું ઝાડ પહાડ જડરૂપ રહ્યો, તેં શીત વરખા બહુ તાપ સહ્યો;
તારો કલેશ કોણે નવ જાએ કહ્યો. હરી ભજનવિના. ૨
ફર્યો ચાર ખાણ લખ ચોરાશી, થયો જલચર થળચર નભ વાશી;
માયા બંધનથી ન શકયો નાશી. હરી ભજનવિના. ૩
પામ્યો મનુષ્ય દેહ તેમાં નહિ મણા, ધન ધાંમ પુત્ર પરિવાર ઘણા;
હવે ગાઇલે ગુણ ગોવિંદ તણા. હરી ભજન વિના. ૪
કહે પ્રીતમ ચેતી લે પ્રાણી, દુઃખ જનમ મરણ એવું જાણી;
શું બેઠો છું આળસ આંણી. હરી ભજન વિના. ૫

પદ ૪. રાગ ઊપર પ્રમાણે.

તજ દેહાઅભિમાન, મિથ્યા સુખ સારૂં શું ફોગટ ફૂલે;
શુદ્ધ વચન વિચાર, વાર વાર સંસાર વિષે શું ભૂલે. ટેક.

છે કાયાનો કાચો પાયો, તે દેખીને શું લોભાયો;
રવિનંદન છંદલમાં ડાહ્યો, તજ દેહાઅભિમાન. ૧
જયારે જમ કિંકર હણસે છાતિ,ત્યારે કયાં જાશે તારી કુળ જ્ઞાતી;
પછી અવતરસો પશુની જાતિ, તજ દેહાઅભિમાન. ૨
દુ:ખ ચાસી પત્ર દીઠું નથી, જે પંચમ શબ્દે કહ્યું કથી;
તે ભોગવવું છે રતિ રતિ, તજદેહાઅભિમાન. ૩
જે હરસદનું પાણી પીશે, તે નીર સાટે રૂધીર લેસે;
માયા પેર પેરનું દુ:ખ દેશે, તજ દેહાઅભિમાન. ૪
કહે પ્રીતમ કંઇ સાધન જે, હરી ગુણ રૂપ રૂદે ધરજે;
નિજ નામ નાવ ચઢી ભવ તરજે, તજદેહાઅભિમાન. ૫

પદ ૫. રાગ ઊપર પ્રમાણે.

નર ગાફલ ગમાર, ગંદી દેહનો ગર્વ કરે શું થાયે;
નહિ વિલંબ લગાર, વાત કરતાં માહિ વણસી જાયે. ટેક.
શું સુરભી સુત સરખો ચાલે, શું ગરધવની પેરે માલે;
શું માથે ધૂળ હાથે ઘાલે, નર ગાફલ ગમાર. ૧
તું તો અંશ ઇશ્વર કેરો, થયો જીવ અવિદ્યાનો ચેરો;
તારે માથે રવિ સુતનો એરો, નર ગાફલ ગમાર. ૨
જેમ સ્વાંત બિંદુને છીપે ગ્રહ્યું, તેનું મુકતાફળ નીપજી રહ્યું;
અહિ મુખમાં પડયું તે ગરલ થઉં, નર ગાફલ ગમાર. ૩
કદલી પરસ્યું તે કપુર કહ્યું, સાગરમાં મળ્યું તે લવણ લહ્યું;
પૃથ્વી પેર પડયું તે મલે ગઉ, નર ગાફલ ગમાર. ૪

એમ વિના વિચાર સાર નજડે, જેમ પય વણુસેથી ચે બગડે;
જેમ કુંદન માંહે કથીર પડે, નર ગાફલ ગમાર. ૫
એમ અંતરજામી ઘટમાંહે વસે, તેને જાણ્યા વિના જેમ કાલ ગ્રહે;
પ્રીતમ રવિ ઉદય તિમર ખસે, નર ગાફલ ગમાર. ૬

પદ ( ૬ ) રાગ મારૂની રાગણી.

કાયા કુસુમ કરમાશે, આજ કાલ કાયા કુસુમ કરમાશે. (ટેક.)
શ્વાસો શ્વાસમાં વિનાસ શરીરનો, પલકમાં પરવશ થાશે;
પુન્ય ભજન પહેલું નવ પ્રીછયો, તે પ્રાંણી પછે પસ્તાશે. આ૦ ૧
સંસારવાડી વિચિત્ર રંગ ફૂલી, માંહે બહુ વિધ પુષ્પ પ્રકાશે;
ઘડી ચાર ફૂલના ગજરા, એ પછે આપે ભમર ઉડી જાશે. આ૦ ૨
હિંડસે હંસ ફરી હાથ નહિ આવે, જયારે તન સરોવર સુકાશે;
કહે પ્રીતમ તે લાભ કમાયા, જે ગુણ ગોવીંદના ગાસે. આ૦ ૩

પદ ૧.

સાચી કોની સગાઇ સંસારમાં સાચી કોની સગાઇ. ( ટેક. )
માત તાત કહે મારો પુત્ર ઘણું પ્યારો, જહાં ત્યાંથી લાવ્યો કમાઇ;
બંધવ કહે એતો બેલ છે મારી, ભેળા રળીશું ભાઇ. સં૦ ૧
બેની કહે મારૂં પીએર પોઢું, સાસરવાસો કરાની વડાઇ;
સ્ત્રીકહે અભીલાખ પૂરો મારા, બીજી નહિચાલે ચતુરાઇ. સં૦ ૨
અંત સમે અળગા રહેવાના, જયારે જમરા આવશે ધાઇ;
કૃષ્ણ ભજનવિના કશું ન આપણું રાખ ન નીપજે રાઇ. સં૦ ૩
પ્રીછ પરમારથ મૂક સવારથ, કર સતસંગ સુખદાઇ;

કહે પ્રીતમ તને પ્રભુને પમાડે, પ્રેમનો પ્યાલો પાઇ. સં૦ ૪

પદ ૨.

પોતાના જનને ઓધારે, જેમ તેમ પોતાના જનને ઓધારે. ટેક.
કામી ક્રોધી લોભી અતિ, તેના ત્રાસ નિવારે;
અવગુણ મુળ સમૂળો છેદે, ભાવશું ભક્તિ વધારે. જે૦ ૧
ક્રોધી કંસને આપ્યું અભેપદ, બીલ મંગલ બહુ જાર;
લોભી કદરજ અધમ અજામેળ, તેને બીજો કોણુ તારે. જે૦ ૨
સંસાર સાગરની લહેર ન લાગે, પ્રમે શું પાર ઉતારે;
દાસનાંદુઃખડાંટાળેદયાનિધિ,એવાપ્રભુનેપ્રીતમકેમવિસારેજે૦૩.

પદ ૩.

સર્વથી પ્રેમનો પંથ છે ન્યારો,સર્વથી પ્રેમનો પંથછે ન્યારો.ટેક.
જે જાણુશે તે શિર સાટે માણુસે, એમાં નથી ઉધારો;
પ્રેમરસ અમલ આવ્યો જેની આંખમાં, ઉતરે નહિ ઉતાર્યો. ૧
આઠે પહોર રહે આનંદમાં, પ્રેમરસનો પીનારો;
વાલા વિના તેને લુખુ લાગે, સંસારસાગર ખારો. સર્વથી. ૨
પ્રેમ રસ કથા કહ્યામાં ના આવે, જાંણે જાણુનહારો;
પ્રીતમ પ્રેમી જન જો મળેતો, આત્મારાંમ અમારો. સર્વથી. ૩

પદ ૪.

સ્નેહ વિના વસ ના આવે શામળીઓ, સ્નેહ વિના વસ ના
આવે. શામળીઓ ટેક.
કરોડ ઉપાય કરે જો બીજા, રસીઓ હૃદય ના લાવે;

સ્નેહની સાંકળે સંકેલાયો છબીલો, અણુ તેડયો ઘેર આવે.
સ્નેહ વિના. ૧
પ્રીત વિના પાક તજ્યા બહુ રાયના, ભાજી વિદુરની ભાવે;
વાલાજીને વ્રજ ભામનીઓ, કાંઇ નેહેશું નાચ નચાવે. સ્નેહ. ૨.
સાચા સ્નેહ વિના એ સુંદર વર, એ હરી કોનો નહિ કહાવે;
પ્રીતમનો પ્રભુ પ્રેમ સ્નેહી, એને પ્રીત પ્યારી મૂળ ભાવે.
સ્નેહ વિના. ૩

## પદ ૫. રાગ-ગરબો.

હરી ભજન કરીલે ભાઇરે, મૂકી મનનીતે સહુ કુટીલાઇરે. ૧
કાયા કારમી રચી છે બાજીરે, રખે જોઇને થતો જીવ રાજીરે. ૨
વિષયવાસના વિકારનું મૂળરે, ક્ષણુ ક્ષણુ ઉપજાવે શૂળરે. ૩
કામ ક્રોધ લોભ વિરોધ કરેછેરે, મોટા મુંનીઓનાં મન હરેછેરે.૪
દેવ દાનવ માનવ પશુ પ્રાણીરે, વ્રત પ્રકૃતી શુભાશુભ જાણીરે. ૫
લોભ હૃદયે રહે રાત દિનરે, બાળે સદા નિરંતર છાતીરે. ૬
ક્રોધ વિરોધ કરે મુખમાં રહીનેરે, દુઃખ દે કટુ વચન કહીનેરે.૭
રહે મદન નેણુ નિજ ધારેરે, પ્રેરે મન વિવિધ વિચારેરે. ૮
હરી સ્મરણુ કરીલે શુધ ચીતેરે, કહે પ્રીતમ પ્રગટે નેહ નીત્યેરે.૯

## પદ ૬.

ભજ ભાવે કરી ત્રિભુવન પતીનેરે, જે સ્થીર કરે ચપળ મતીનેરે. ૧
વસે રૂદયે અખંડ બ્રહ્મ રાયરે. દુઃખ દેહનાં અનેક ટળીજાયરે. ૨
હરી નામ સુધારસ જેહરે, જપે જુક્તે તપે નહિ તેહરે. ૩

શુક નારદ શંકર જપે જેનેરે, કીર્તનમાં કીર્તન તેનુંરે. ૪
કોણ કાયાને પ્રકાશ કરેછેરે, પંડ બ્રહ્માંડનો કોણ ધરેછેરે. ૫
કોણ વાયુ વર્ષા વિજ ગજાવેરે, કોણ બહુ વિધરંગ બનાવેરે. ૬
રહ્યોવ્યાપીક વિશ્વમાં વહાલોરે,હરિવિના નહિ અણુઠામઠાલોરે.૭
સદ્‌ગુરૂ મળે તો સમજાવેરે, વસે પાસે પ્રભુ નજર ન આવેરે.૮
કળા કુંચી ગુરૂ જ્ઞાન બતાવેરે, સચરાચર હરી ઓળખાવેરે. ૯
પ્રભુ પ્રીતમનો પ્રાણ આધારરે,ભાવે ભજે તેને શાંનો સંસારરે.૧૦

પદ ૨.

હરી જાણ્યાવિનાજનઅંધરહેછેરે,ચારખાંણલખચોરાસીફરેછેરે૧.
ભૂલ્યો ભૂવન પોતાનું ભાઇરે,હરી હીરો હીંડયોહાથથી ગમાઇરે.૨
આંખો આગળ પ્રગટ નહિ દેખેરે, જેમ અર્ક ઉલુકને લેખેરે. ૩
ધન્ય દાટયું રહ્યું ઘણુંઘર માંહીરે,તે જાણ્યાવિના દળદરન જાયરે.૪
એમ આત્મા અખંડ ન ભાસેરે,તાંહાં લગી મન અન્ય ઉપાસેરે. ૫
એક બ્રહ્મ ભર્યો ભરપૂરરે, ગુરૂ ગમ્યવિના ના આવે ઉરરે. ૬
તપ તીરથ વ્રત પુન્ય દાનરે, તેમ તેમ ઉપજે અભીમાનરે. ૭
શુદ્ધ જ્ઞાન વિના માન ન જાયરે, બીજે કુટારો કરે શું થાયરે. ૮
સંતસંગવિના રંગનલાગેરે,મનમાં જાણ્યાવિના ભરમ નભાગેરે.૯
પ્રભુ પ્રિતમનો પૂરણ પોતેરે, નહિ અવર બીજો કોઇ જોતેરે.૧૦

પદ ૩.

સુખ મેલી સીદ દુઃખમાં પડેછેરે,તેમાં તુજને શો લાભ પડેછેરે.૧
હાંણ વ્રધને લગાર નથી લેતોરે,ગયો વિષયના પુરમાં વહેતોરે.૨

માયા મોહે મળીને ભરમાયોરે, ચિત્તચોરીચકડોલેચઢાવ્યોરે. ૩
મદ પાઇને મગ્ન કરી મૂકયોરે, સેવા ચાકરી ધણીની ચૂકયોરે. ૪
કોલકરીનેતું આવ્યો કમાવારે, મૂડી મુળગી ગમાર ગમાવારે. ૫
હરિવિસારી વિષયમાં ચિત્તદીધુરે, સુધાઢોળીને હળાહળ પીધૂરે. ૬
નીચ નિર્લજ નઠોર થઇ બેઠોરે, હેતે હોંસે કરી હેડમાં પેઠોરે. ૭
કીર કપીની પેરે બંધાયોરે, મૂઢ મનમાં જાણે જે હું ડાહ્યોરે. ૮
તજી ડહાપણ દાસાતનકીજીરે, સંત સંગેમળીમહારસ પીજેરે. ૯
કહે પ્રીતમ પરમાર્થ પ્રીછેરે, નિત્ય સંગ સમાગમ ઇચ્છેરે. ૧૦

---

## ચેતામણી.

### રાગ કાનડી.

#### પદ ૧.

શા માટે સમજે નહિ પ્રાણી; (૨)　　(ટેક)
શાસ્ત્ર પુરાણ પોકારી કહે છે, આદ્ય પુરાણની અવીચળ વાણી. ૧
મિથ્યા સુખમાં શું મોહી રહ્યો છે, કાયા તારી કાળની ઘાણી;
ચાર દિવસના ચટકા સારૂ, શીદ વિસાર્યા સારંગ પ્રાણી. શા૦ ૨
જમ કિંકરનું જોર ઘણું છે, તેની ત્રાસ રૂદે નવ આણી;
કહે પ્રીતમગર્ભવાસની પીડયા, જીવગમારે જરાનવજાંણી. શા૦ ૩

#### પદ ૨.

ચેત ચતુર નર ચોંપ કરીને; (૨)　　(ટેક)
આજ કાલ દશ વિસ દિવસમાં, મુરખ નિશ્ચે જાવું મરીને. ૧

જન્મ અનેક ભમ્યો ભૂતળમાં, તોહે ન બેઠો ઠેકાણે ઠરીને;
અમૃતપીતાંઆળસકીધું,પીધું હળાહળ પેટભરીને. ચેતચતુર. ૨
શિવ વિરંચી સત્ય સારદા, નિગમ નિરંતર ગાય હરીને;
પ્રીતમ પ્રભુનું નામ સમરતાં, સંસારસાગર જાય તરીને. ચેત૦૩

પદ ૩.

રામ નામનો સોદો કરીએ; ( ૨ ) (ટેક)
ખોટ ન આવે લાભ ઘણો છે, માયા મોહ મહા જળ તરીયે. ૧
તૃષ્ણા દલડુ નીકટ ન આવે, ધર્મરાયને દંડ ન ભરીએ.
વિશ્વ સકળમાં શોભા સારી, કાળઝાળથી કદીન ડરીએ. રામ૦ ૨
સાચો રંગ તે રતિ નવ ઉતરે. લાલ ગુલાલ થઇને ફરીએ;
પ્રીતમ પ્રભુને નામ પ્રસાદે, ઇંદ્રલોકોની ઇચ્છા ન કરીએ. રા૦૩

પદ ૪.

જાણે નહિ જડ જીવ જંજાળી. ( ૨ ) (ટેક.)
અવતર્યોત્યાંથીનેઅંતસમાલગી, પલકનબેઠોભૂડાપગવાળી.જા.૧
કામક્રોધ લોભ નિત્યલાગ્યો, વિષય પાવકે કાયા પ્રજાળી;
ક્રુમકીટ દેહદાર બરાબર, ખાઇઉધેઇએકર્યું જોનેખાલી. જાંણે.૨
સર્વધન ચોરેહરી લીધું, શુને ધામ કરે રખવાલી.
કહેપ્રીતમપહેલો નવચેત્યો,મરણસમે જપ માળા ઝાલી. જાણે.૩

રાગ કલ્યાણી.

પદ ૧.

જય જય જય ભ્રખુભાન નંદની, મુદિત મનોહર બાલા;

વ્રજાંગના મધ્ય મોક્ષ રાધકા, સુંદર રૂપ રસાલા. જય. ૧.
આનંદ સિંધુ સોભાગ મંજરી, મોહન મનની માળા;
પ્રીતમ પદરજ શિશ ચઢાવે, અખિલ લોક પ્રતિપાલા. જય ૨

પદ ૨.

ઉત્તમ શ્લોકના ગુણાવાદ; (ટેક.)
જેણે શુણ્યા નહિ સ્નેહ ધરીને.
તે પ્રાણી તે પશુ બરાબર, જો જો જુગત કરીને. ઉત્તમ. ૧.
મનુષ્ય દેહ પામીને પાપી, ન ભજ્યો હેતે હરીને;
કર્મકમાયો અધે અધાયો, હિંડયો ભાર ભરીને. ઉત્તમ. ૨.
કોઇક કલપે આવ્યો છે અવસર, ના આવે દાવ ફરીને;
પ્રીતમ પ્રભુનું ભજન કરીલે, તો ભવ જાય તરીને. ઉત્તમ. ૩

રાગ કલ્યાણ.

પદ ૩.

જય રાધાવર રાસ વિહારી, સુંદરતાપર વારી;
ક્રિપાનિધાન કમલદલ લોચન, દુઃખ મોચન સુખકારી. જય. ૧
નટવર નાગર નવલ નાગરી, નિર્મળ જોત ઝગારી;
શ્યામા શ્યામ સકલ ગુણ સંપન્ન, કોટક કામ બલિહારી. જય. ૨
નંદ નંદ વ્રખુભાન નંદની, અદ્‌ભૂત આનંદકારી;
પ્રીતમ રૂપ રૂદિયામાં રાખે, ચરણ કમળ ચિત્ત ધારી. જય. ૩

પદ ૪.

કૃષ્ણ કૃષ્ણ વાસુદેવ કહેતું હેત હૈયામાં આણી;

ગોપીનાથ ગોવરધન ધારી, વંદ્રાવન દધિ દાંણી. કૃષ્ણ૦ ૧
પુત્ર ભાવસુ પ્રેમ લડાવે, નંદરાયની રાણી;
નવલ કિશોર ચોર માંખણનો, મીઠી મધુરી વાણી. કૃષ્ણ૦ ૨
વ્રજ રજ અજ ઉમીયાપતિ ઇચ્છે, પ્રીછે કોઇક પ્રાંણી;
પ્રીતમ પ્રેમધરી ભજ ભાવે, સુંદરવર સુખખાંણી. કૃષ્ણ૦ ૩

---

## જ્ઞાન ઉપદેશ.

### પદ ૧.

કીધી કાયા મે કીસી, દીઠો સઘળે અવિનાશી;
ગંગા ઘટમાંહિ વહે છે, દેવ સકળ દેહમાં રમે છે. ૨
અગ્નિ વરૂણ રવી દિગરાયે, મારૂત ઇંદ્ર ચંદ્ર કહેવાએ. ૩
બ્રહ્મા શંકર વિષ્ણુ શેષ, ઘટમાં ગૌરી પુત્ર ગણેશ. ૪
સાતે સાયર ભાર અઢાર, પંડ બ્રહ્માડ એક વિચાર. ૫
બહાર શું કરવા શોધે, શે નહિ મનને પ્રમોદે. ૬
પ્રીતમ પીછાનું છે કામ, બોલે આપે આત્મારામ. ૭

### પદ ૨.

સ્થુલ સૂક્ષ્મ કારણ કહેવાયે, જોતાં જીવપણું ટળી જાએ. ૧
ત્રિપુટી ટળતાં ટળશે તાપ, બોલણહારો ઇશ્વર આપ. ૨
તનમાં તીરથ આઠ ક્રોડ, આશા તૃષ્ણા બંધન છોડ. ૩
હિમાળે જ્ઞાન તણે ગળીએ, હરી સુખ સાગરમાં ભળીએ. ૪

હું મ્હારૂં મનથી તજીએ, શુદ્ધ ચિત્તે પ્રભુને ભજીએ. ૫
સાચે રાચે સુંદર શ્યામ, પ્રીતમ પ્રપંચનું નહિ કામ. ૬

પદ ૩.

પ્રપંચ પડવાનો છેજો, સમઝી સાચપણું ગ્રહેજો. ૧
ખોટું ક્ષણુએ નહિ ચાલે, જુગે ઉદ્યમ કયાં ઝાલે. ૨
અંતરજામી સૌ જાણે, ન્યારો રહિ નજરે આણે. ૩
કર્તવ ભોગવવાં પડશે, અંતે આવીને નડશે. ૪
મીઠી મોહની માયા, લટકે કંઇક નર લેવાયા. ૫
જાણુ અજાણુને પંડિત શૂર, ખાધા મુરખ ચપળ ચતુર. ૬
ખાધા શ્રોતાને વક્તા, ખાધા દાતાને મંગતા. ૭
ખાધા ભિક્ષૂકને ભોગી, ખાધા વૈદને રોગી. ૮
આશા તૃષ્ણાને ઇર્ષા, જોતાં સહુ દીસે સરખા. ૯
આટલૂ ટાળે તે ઉગરશે, પ્રીતમ તે માયા તરશે. ૧૦

પદ ૪.

તરશે તે તો કહેવાશે, તેનાં લક્ષણ લહેવાસે. ૧
શુરો સનમુખ થઇ મરશે, તેનાં કોઇક કવિત કરશે. ૨
સૂરજ કેમ રહેશે છાંનો, એણે દ્રષ્ટાંતે માંનો. ૩
પિયુની પટરાણી કહાવે, પડદા બહાર તે ના આવે. ૪
રાજકુંવરને શું રળવું, સુવર્ણને શાનું બળવું. ૫
અમૃતપાંન કર્યું જેણે, અવર રસ તુચ્છ ગણ્યો તેણે. ૬
પરવત પારસનો મળિઓ, ધનની સંકલ્પ સૌ ટળીઓ. ૭

શ્રીવર સ્નેહ કરી શેવા, તેને કુટારા તે કેવા. ૮
પ્રીતમ પ્રભુ પદ જે પાંમે, તેનાં સંકટ સો વામે. ૯

---

## ગરબો હિચનો.

### પદ ૧.

જાગી જો જીવ અભાગી, મન મોહ ત્યાગી. ૧
સંશારનો ખેલ ખોટો, મરણનો માર મોટો. ૨
કાયા તો કારગી નારી, ચિતમાં જો વિચારી. ૩
જેવું આકળનું મોતી, તેવી જીવની જયોતિ. ૪
કાયાતો કાચી ઘડી, પલકમાં જાશે પડી. ૫
હેતે હરિગુણ ના ગાયા, લાગી બહુ મીઠી માયા. ૬
હેતે હરિ રસ ન પીધો, આત્મા લાવ ન લીધો. ૭
ન કીધી સંતની સેવા, ઠાલા ગયા આવ્યા એવા. ૮
પ્રભુસુ પ્રેમ ન આણ્યો, વિષય વહેવાર માંન્યો. ૯
જૂઠાને માંન્યું સાચું, એવું તારૂં કામ કાચું. ૧૦
હાવે કાંઇ ચેતજે પ્રાણી, અવસર જતો જાણી. ૧૧
પ્રીતમ ભજ હરિને, ન આવે ગર્ભવાસ ફરીને. ૧૨

### પદ ૨.

પરમારથ પ્રીછી લેજો, સ્વારથ મુકી દેજો. ૧
રાખ્યું તે રાખ થયું, આપ્યું તે અમર રહ્યું. ૨

પાણીના પુર જેવું, તન જાંણજે તેવું. ૩
દિન બે ચારની બાજી, તેમાં શું થયો રાજી. ૪
કચંન મુકી કાચને મોહ્યો, પથર સાટે પારસ ખોયો. ૫
એવો તું ડહાપણ ડાહ્યો, હિરો હાથથી ગમાયો. ૬
હરીરસ હેતે પીજે, અસત અલાપ ન કીજે. ૭
મૂકી દેજે મીથ્યા વાંણી, પ્રભુ ભજ પ્રેમે પ્રાણી. ૮
પ્રીતમ પ્રેમની વાતો, પીયે તે રંગ રાતો. ૯

પદ ૩.

નિરંતર નામ લેજે, હરિના રંગમાં રહેજે. ૧
વિષયની વાસના તજે, ભાવ કરી હરિને ભજે. ૨
સંસારની કારમી માયા, જેવી વાદળની છાયા. ૩
માયા મૃગ જળની લહેરિ, વાલાં સૌ થશે વેરી. ૪
અમૃત ઢોળી દીધું, ઝેર હળાહળ પીધું. ૫
સ્વારથ સામટો કર્યો, ખજાનો ખોટો ભર્યો. ૬
સરવાળો શોધી જોયો, ત્યારે તો અંતે રોયો. ૭
પૂન્ય ખોળ્યું ન જડયું, ફાજલ પાપતો પડયું. ૮
ગુનેગાર હરિનો થયો, અવસર એળે ગયો. ૯
હાવે કાંઈ ચેત હૈયામાં, નથી ઓછું કહ્યામાં. ૧૦
મુરખ નર કાંઈ ન માંને, કહ્યું ધરે નહિ કાને. ૧૧
પ્રીતમ ભજ હરીને, ના આવે ભવમાં ફરીને. ૧૨

પદ ૪.

તનમાં તું જો તપાસી, ઘણા ઘરનો તું વાસી. ૧
ફર્યો ચોરાસિ લાખ, નિર્લજને ન મળે નાક. ૨
પ્રપંચનો ના આવ્યો પાર, સમઝયો નહિ સાર અસાર. ૩
શિખામણ કાંએ ન લાગી, મૂરખ મૂઢ અભાગી. ૪
વિષય વહુનીમાં બળ્યો, કાળે કોઇ વાર ગળ્યો. ૫
જીવ જમરાનો ચારો, ન જાણે કાંઇ નઠારો. ૬
અહંકારિ દીસે એવો, ગર્ધવ ઉંટ જેવો. ૭
દાસાતન કાંઈ ન કીધું, મોઢે દુઃખ માગી લીધું. . . ૮
સાધુના સંગ વિના, નિવારે કોણ ગુન્હા. ૯
હરિ ગુરૂ સંત મળે, ત્યારે અપરાધ ટળે. ૧૦
પ્રીતમ હરીને ભજો, દેહા અભિમાન તજો. ૧૧

---

ગરબો.

પદ ૧.

ગુરૂ ગમે ઘટ જોયોરે, સંસે સર્વે ટળ્યો;
અવિનાસી ચૈતનરે, શબ્દાતીત મળ્યો. ૧
ચતુર દલ ચીતવ્યોરે, ખટ દલ માંહે ખળ્યો;
દશ દલમાં દીઠોરે, દ્વાદશ દલમાં મળ્યો. ૨
ષોડશ દલ ખુંપ્યોરે, દવે દલમાં દરશ્યો;

સહસ્ર દલ ચઢિઓરે, પંખી થઇ પરશ્યો. ૩
નહિ નાદને વાંણીરે, રવિ શશી જ્યોત રહી;
શુદ્ધ સ્વયંમ પ્રકાશીરે, દુનિઆ ભાસે નહીં. ૪
નહી આવરણ ઉરગીરે, નહી માયા મમતા;
પ્રીતમ સર્વે પોતેરે, ભૂ નભ શિખર રમતા.

પદ ૨.

આ તનમાં તીરથરે, તત્વ વિચાર તણું;
ચૈતન સાગરમાંરે, નાહ્યાનું ફળ છે ઘણું. ૧
ગોદાવરી ઘાટેરે, નાહ્યો નેહ ધરી;
પહોકર જળ પરસ્યોરે, દરશ્યો દેવ હરી. ૨
ગલકીમાં ઝીલ્યોરે, નિર્મળ નિર વડે;
ગંગાને જુમનાંરે, રસ્વતી પુર ચઢે. ૩
પરમાત્મા પ્રાગેરે, તહાં થાયે તરવેણી;
મરજીવ્યા જોગીરે, ઝીલે દિન રેણી. ૪
કાયા કાશીમાંરે, વિશ્વવનો નાથ વસે;
પ્રીતમ પદ પરસેરે, તે તદરૂપ થશે. ૫

પદ ૩.

સદગુરૂ શબ્દેરે, સૌ તીરથ તેને;
પંડમાં છે પોતેરે, જોતો ફરે જેને. ૧
ગુરૂ દેવ દયા કરેરે, તેને સર્વે સુઝે;
બોલે બહુ નામીરે, બીજો શું બૂઝે. ૨

અંતર ગત્ય ઇશ્વરરે, આપે અવિનાસી;
પોતાની ભૂલેરે, ભમે લખ ચોરાસી. ૩
છે શ્રીમંત સુખીઓરે, રાંક થઇ રઝળ્યો;
માયાને સંગેરે, ત્રિવિધી તાપે બળ્યો. ૪
સદ્ગુરૂને સેવેરે, તો નીજ રૂપ જડે;
તન માંહે તપાસેરે, પોતે પોતા વડે. ૫
નખ સિખ લગી નાળ્યોરે, ન મળે કોય ખોળે;
પ્રીતમ એક અદ્વૈતરે, જોઇ રૂદિયે રીઝયો. ૬

પદ ૪.

પૂર્ણાનંદ પોતેરે, પરપંચ પરહરતાં;
કારણનું કારજરે, સૌ અળગું કરતાં. ૧
નભ પવન પાવક નહિરે, નહિ અંબૂજ અવની;
પંચ વીશ ચતુષ્ટરે, નહિ સૂક્ષ્મ નવની. ૨
દશે ઈંદ્રી અવસ્થારે, નહીં સ્થૂલનું ઠેકાણું;
સૂરજ જેમ સાક્ષીરે, એમ આત્મા જાણું. ૩
અન વિવેકેરે, જે છે તેમ જોયું.
પ્રીતમ છે સ્વરૂપેરે, નહિ પામ્યો નહીં ખોયું. ૪

પદ ૫.

ભૂલવણી ભાગેરે, બ્રહ્માનંદ ભાસે;
શુદ્ધ ચૈતન સાક્ષીરે, સઘળે પ્રકાશે. ૧
રચ્યું તિમર ત્રિગુણનુંરે, તુરિયા તેજ ઘણું;

અખંડ અજવાળુંરે, નિર્મળ નામ તણું. ૨
એક રસ અવિનાસીરે, શુદ્ધરૂપ સ્વે જ્યોતી;
ત્રવેણી ત્યારે રે, પ્રોયું મન મોતી. ૩
હરિ હાર હિરાનોરે, પહેર્યો પ્રેમ ધરી;
થઇ પ્રેમ સોહાગણુરે, પૂરણ મન મોહ ભરી. ૪
પામી અખંડ હેવાતનરે, અખંડ વર વરતાં;
પ્રીતમના સ્વામીરે, સંગ આનંદ ધરતાં. ૫

## રાગ પ્રભાતી.

### ધોળ પદ ૧.

જોને વિચારીરે જીવડા, અમુલખ અવસર જાયકે;
દુરમતીસે નથી દેખતો, આયુષ ઓછું થાયકે. જોને૦ ૧
મુરખ સે નથી માનતો, સદ્દગુરૂ સંતની વાતકે;
ચાર ઘડીનું ચાંદણું, આગે અંધારી રાતકે. જોને૦ ૨
હરિનું નામ લીધું નહી, કીધું આળ પંપાળકે
મરતા સુધી નથી મૂકતો, માયાની મધ લાળકે. જોને૦ ૩
મીન મરે જેમ સ્વાદથી, બગ જેમ શિફળ ખાયકે;
ઇંદ્રિ સ્વાદ એમ આતમા, ભવ જળમાં અથડાયકે. જોને૦ ૪
મર્કટ મુઠી મુકે નહિ, તે જેમ પરવશ થાયકે;
પ્રીતમ એણીપેરે પ્રાણીઓ, આશા પાસે બંધાયકે. જોને૦ ૫

### ધોળ પદ ૨.

કાયા તારી કારમી, જેવું આકળનુ નીરકે;

ક્ષણમાં ખોટેરૂં થઇ જશે, સ્વપના સરખુ શરીરકે; કાયા. ૧
આશા તૃષ્ણા ને ઇર્ષા, મિથ્યા માયાની ઝાળકે,
તારી ઉંઘ નથી ઉડતી, શિરપર તાકેછે કાળકે. કાયા. ૨
જમરા જાયછે જોઇને, દહાડામાં દશ વારકે.
ગાફલ નર નથી જાણતો, મરતાં નહિ લાગે વારકે. કાયા ૩
સુર તરૂ મુકીને મુર્ખા, શીમળો સેવ્યે શું થાયકે.
જાસક મૂકી જળ જાંનવી, કુપ ખણીને શું નહાયકે કાય. ૪
આવો અવસર નહિ મળે, મોંઘો મનુષ્યા અવતારકે;
પ્રીતમ પ્રભુને સંભારજે, જીતીબાજી કયાં હારેકે. કાયા. ૫

ઘોળ પદ ૩.

તુતો રામ રટન કર રંગમાં, અંગમાં ઉપજે આનંદ. ગોવિંદ ભજ ભાવશું. ૧
પરમારથ અર્થ વિચારીએ, તજ સ્વારથ માયાનો ફંદ. ગો૦ ૨
કહીએ કાયાતેતારી કારમી,તેનેવણસતે નહિ લાગે વારકે.ગો૦ ૩
ઓસઉદક બિંડી બરાસની, તેને ઉડચાતણો ઇતબાર. ગો૦ ૪
મૃગ તૃષ્ણા જળજાસક ભર્યા, એવો જાણીસકળ સંસાર. ગો૦ ૫
ગુંજાવહુની તે મરકટે માંનીઓ,તેણેટહાડટળે નહિલગાર.ગો૦ ૬
સ્વપનામાં સમૃધિ પાંમીઓ,જાગી જોતાંમળેનહિજરાએ.ગો૦૭
ધુમરના તે ઢગલા સોહ્યામણા, ભુજ મુઠીમાં ન ભરાએ. ગો૦ ૮
સાચીસંગત સદ્ગુરૂ સંતની, જેણેજીવપણું ટળી જાએ ગો૦ ૯
કહે પ્રીતમ પ્રભૂને સંભારતાં,મહાપાપી પાવન થાએ. ગો૦ ૧૦

### ધોળ. પદ ૪.

સંત પારસ ચંદન બાવના, કામધેન કલ્પદ્રુમ સાર. સમાગમ
સંતનો. ૧
એમ સમજ્યાનો અંત ઘણો, તરૂ પારસ ત્રણ પ્રકારના સ૦ ૨
એક પારસથી પારસ બને, એક પારસથી હોએ હેમ. સ૦ ૩
એક પારસ લોહ કુંદન કરે, સો વરસ એમને એગ. સ૦ ૪
એક ચંદનથી વિખ ઉતરે, એક ચંદન અગ્નિ ઓલાએ. સ૦ ૫
એક તલભર તેલમાં જો પડે, ફરી તાતુ ક્યારે નવ થાએ સ૦ ૬
સૌ ગજ શિર મોતી ના નીપજે, સોનો સ્વસ્તિનિત્યહોએ. સ૦ ૭
સૌ સૈન્ય શુરા નવ જાણીએ, એવી જુકતે વિચારી જોએ. સ૦ ૮
જ્ઞાન હિણગુરૂ નવ કીજીએ, વાંઝ ગાય સેવે શું થાએ. સ૦ ૯
કહેપ્રીતમ બ્રહ્મચિદ ભેટતાં, ભવરોગ સમુળો જાએ. સ૦ ૧૦

### ધોળ. પદ ૫.

સંત લક્ષણ ત્રીસ સોહામણાં, જેની ચિત્ત વ્રતિ થઇ શાંત. એ-
વા જન હરિ તણા.
બ્રહ્માનંદ બ્રહ્મરસ ભોગિયા, જીવ ઇશ્વર ભાગી ભ્રાંત. એવા.
દયાદાન દાસાતન અતિ ઘણું, જ્ઞાનભક્તિ વિવેક વૈરાગ. એવા.
ક્ષમાવંત તપે નહી તાપમાં, અસારહિત અમલ અનૂરાગ. એવા
અક્રોધ ઇંદ્રિ જીત અનુભવી, કવિ કોમળ શિળ સંતોષ. એવા.
અપાર હિત અમૃત વાણી વદે, સહેજાનંદ આનંદકો સંગ. એવા.
શુદ્ધ સ્નેહ સ્વારથ નવ મળે, પરમારથ ઉપર પ્રીત. એવા.

શશી સૂરજની રીત સાક્ષી રહે, ઉદાર અરણુવની રીત. એવા.
હર્ષ શોક વિષે ડોલે નહિ; અર્ધ નિમેષ તજે નહીં નામ. એવા.
સુરતરૂ કામધેનું ચંતામણી, મળતાં પહોંચે મનકામ. એવા.
પરિપુરણ લક્ષણ સંતનાં, બત્રીસમાં ઓછાં એય. એવાં.
કહે પ્રીતમ સદ્ગુરૂ સંતને, સૌ સોંપીને શરણે રહે. એવાં.

ધોળ પદ ૬.

સદ્ગુરૂનો શબ્દ વિચારતાં, મટે માયા મોહ વિકાર.
હરિરસ પીજીએ.
બાળી ભસમ કરે બીજી વાસના, ઉર પ્રગટે પ્રેમ અપાર. હરી.
એવો અજર અમીરસ જે પીએ,તેનાં નેણ વેણ પલટાયે. હરી.
લાગી બ્રહ્મ ખુમાર ન ઉતરે, સુખ મુખે કહ્યું નવ જાય. હરી.
તેને સંભવ નહીંરે શરીરનો, થયો આત્મ દ્રષ્ટે ઉઘાડ. હરી.
મરજીવ્યો થઇ હરીને મળે, ગળે જ્ઞાન હિમાળે હાડ. હરી.
બ્રહ્મ ધ્યાંન ગગન થઇ રહ્યો, જેમ કુંભ મહાજળ માંહ. હરી.
કૃષ્ન પોતામાં પોતે કૃષ્નમાં, કૃષ્ન વિના નવ દિસે કાંઈ. હરી.
જેમ સરિતા સાગરમાં ભળે, તેનું નામ નદી ટળી જાય. હરી.
કહે પ્રીતમ સદ્ગુરૂ સેવતાં, ટળે અંતર એક રસ થાય. હરી.

ધોળ પદ ૭.

સમરણ કર તું સીતારામનું, મુકી મનનો અહંકારરે;
આ સૌ જુઠી બાજી જાણજે, જેવો સ્વપન વહેવારરે. સમરણ.
જેવા ધૂમાડાના બાચકા, જેમ ઝાંઇઝાંઝવાનું નીરરે;

સ્વપ્ના સરખો સર્વે ખેલ છે,ક્ષણમાં વણસી જાએ શરિરરે. સમ.
શહેર ગુજરી પેરે સૌ મળ્યું, તેને વિયોગે શું રોયરે;
માટે સમજીને સોદો કરજે, જેમ કાંઇ અંતે હાણ નહોયરે. સમ.
હેતે પ્રીતે હરીને સંભાળજે, એ છે તરવાનો ઉપાયરે;
પ્રીતમ પ્રભુનું ભજન નવ ભુલીએ,તારે જન્મ કૃતાર્થ થાયરે. સમ.

ધોળ પદ ૮.

આ અવસરમાં હરીને ઓળખે, જ્ઞાંન પામવા તતપર થાજેરે;
ચૂક્યો તો ચોરાસીમાં પડયો,એવું જાણી ગોવિંદ ગાજેરે. આ૦
જેવો સ્થારથમાં શૂરો થયો, એવું પરમારથ આચરતોરે;
તોતું અવિચલ પદવી પાંમતો, શાને મરતો નવ્ય તરતોરે. આ૦
ઘરના સુખમાં શું રાચી રહ્યો, ઉમર ફળ જંતુંની પેરરે:
હરિ માયાનું બળ જાણ્યું નહિ, લીધો ભવસાગરની લહેરરે. આ૦
હરિ નામ તણી નૌકા મળે, પ્રાણ સહેજે પાંમે પારરે;
પ્રીતમ જે પરમારથ પ્રીછશે, તેને ફરી નહિ સંસારરે. આ૦

રાગ ધોળ. પદ ૯.

પ્રપંચ મૂકે મારા પ્રાણીઆ, અંતે સાચ હશે તે ફળશેરે;
કોટિક આગિઆ અજવાળુ કરે, રવિ વિના રજની કેમ ટળશેરે.
પ્રપંચ મુકે.
માયા મીઠી મીસરી ખાંડસી, મૂરખ માંખ થઇને વળગ્યોરે;
તન તૂટે પણ તે છૂટે નહિ, મૂઢ મરે પણ નવ રહે અળગોરે. ,,
પરમ ચતુર અંતરજામી હરી, તેતો વાહ્યો કેમ જાશેરે;

કર્મ શુભાશુભ જે કીધાં હશે, અંતે આવી હાજર થાશેરે. ,,
મૂષે હંસતણા પર કાતર્યા, એવું મન આત્માનું હેતરે;
પ્રીતમ પોતાના અજ્ઞાંનથી, દોસ પીયારા દલમાં લેતુંરે. ,,

## રાગ ધોળ. પદ ૧૦,

જે જે જગત ગુરૂ પરમાત્મા, તમારો મહિમા તે શું કહીએરે;
એક જીભ્યાનો તેશો આશરો, શેષ સહસ્રમુખ પારન લહીએરે. જે૦
નિગમ અગમ તે અનુમાને કહે, સરિતા પુરે વરશ્યા વરતેરે;
ધુમાડો દેખીને વહની કહે, બાણુ પુરૂષથી ચાલે શરતોરે. જે૦
સાગર તીરે જે ઉભો રહે, તે સૌ ત્રઠનું વર્ણન કરશેરે;
મહાજળ માપ્યામાં આવે નહિ, અપાર કહીને તે ઓસરેરે. જે૦
બાજી બાજીગરને શું લહે, પુત્ર પિતાને તે કેમ જાંણેરે;
પ્રીતમ જે પરમારથ પ્રીછશે, તેતો અખંડ અસેપદ માંણેરે જે૦

## રાગ સામેરિ.

### પદ ૧.

જીવપણું મેલીરે, હરિને જાંણજેરે, તો તારા જનમ તણું દુઃખ જાએ.
હરિસુખ સાગર પ્રગટે પ્રેમશુંરે, સમજે સાધન સર્વે થાએ. જી૦
સગુણ બ્રહ્મ તે સદ્‌ગુરૂ સંત છેરે, નિરગુણ નિગમ નિરંતર ગાએ.
અનીન ભાવશું કરેજે ઉપાસનારે, આનંદ અંગોઅંગ નમાએ. જી૦
હરિગુરૂ સંતને બ્રહ્મતે ભિન નહીરે, જેમ કાંઇ જળનેજળતાનોરંગ.
પુષ્પ વાસના ન્યારાં નહિરે, કનક કુંડળ ઓળખે એક અંગ. જી૦

પટ તંતુ દ્રષ્ટાંતે પીછજેરે, એમ છે જીવ ઇશ્વર અવિનાશ.
પ્રીતમ જ્ઞાન ભાન હ્રદિયે પ્રગટેરે, ત્યારે સઘળે થાય પ્રકાશ. ૭૦

---

## ગરબો.

### પદ ૧.

દયા કરો દીનબંધુ, તારો સંસાર સિંધુ. ૧
માયાના મોરચા ભારી, તેમાં લીજે ઉગારી. ૨
તમારે શરણ આવ્યો, જૂઠો સંસાર ન ભાવ્યો. ૩
દન દશ આઠની બાજી, કાયા છે કાળની ભાજી. ૪
વરસ બે હાથીએ બેસે, પાંચ વરસ બેડીએ પેસે. ૫
કોએ અન્ન જળનો ઓછો, કોએ પરિવારનો પોચો ૬
દુઃખી વૈદને રોગી, દુઃખી ગ્રહિને જોગી. ૭
દુઃખી દાતાને દીન, દુઃખી મુરખ પ્રવીણ. ૮
સુખી તે પ્રાણી કહાવે, હરીને શરણ આવે. ૯
દાસનો દાસ થાએ, ત્યારે પરિતાપ જાએ. ૧૦
પ્રીતમ પ્રભુનો પ્યારો, સુખ દુઃખથી ન્યારો. ૧૧

### પદ ૨.

હરિ રસ હેતે પીઓ, બીજાથી શીદ બીઓ. ૧
કાળનું કાંઇ ન ચાલે, હરિ જો હાથ ઝાલે. ૨
જમરા રહેશે રોઇ, કર્મ નહીં પીડે કોઈ. ૩

માયા હોએ દાસી તેની, પ્રભુ શું પ્રીત જેની. ૪
નવ ગ્રહે પાયે નમે, જેનું મન હરિ શું રમે. ૫
સંસારનો શોક ન લાગે, ભવનાં સંકટ ભાગે. ૬
વિષય વિકાર જાએ, તીરથ રૂપ થાએ. ૭
ભજે જે હરીને ભાઇ, તેની ત્રિલોક વડાઇ. ૮
ઇચ્છા ફળ પાંમે પ્રાણી, ભજે જે ચક્ર પાણી. ૯
પ્રીતમ પ્રભુનો મહિમા, વર્ણે શિવ ઇંદ્ર બ્રહ્મા. ૧૦

---

## તિથીઓ.

### ધોળ.

પડવે તું પ્રથમ ચેતને, હજુ પહેલો દીન;
પુરણ પુન્યે પામ્યો દેહડી, કર કાંઇ સાધન. રાંમ સમર દીન જાય છે. ૧
બીજે તું બહુ ફેરા ફર્યો, અવતાર અનેક;
જન્મ મરણનીરે આપદા, પીડા પાંમ્યો વિશેક. રાંમ૦ ૨
ત્રીજે તે તૃષ્ણા ટળે નહિ, તપ્યો ત્રિવીધી તાપ;
સદ્ગુરૂ સંત સેવ્યા વિના. અંગે અધિક અદાપ. રાંમ૦ ૩
ચોથે તે ચારે ખાણનું, દુઃખ દીઠું અપાર;
ઘાટે ઘણો ઘણો આથડયો, લખ ચોરાસી વાર. રાંમ૦ ૪
પાંચમે પ્રપંચ પરહરો, ધરો હરિનું ધ્યાંન;
પ્રીત સહિત પ્રભુને ભજો, તજો દેહા અભિમાન. રાંમ૦ ૫

છઠ્ઠે તે છે ઉરમી તણી, આત્માને આડ;
દશ ઇંદ્ર દશ દેવતા, ફરતી વિષયની વાડ. રાંમ૦ ૬
સાતમે શોધ શરીરમાં, કર સંજમ સોએ;
સહેજે સમાધી પ્રગટે, અતિ આનંદ હોએ. રાંમ૦ ૭
આઠમે ઇશ્વરી ઉપાસના, હરિ ગુરૂની જો હોએ;
અવર બીજાં સૌ પાંપલાં, રખે કરતા કોએ. રાંમ૦ ૮
નાંમે નાવ નિજ નામનું, જઇ બેઠા કોઇ જન;
સહેજે સાયર પાર પાંમીઆ, નવ પડયું વ્રેહે તન. રાંમ૦ ૯
દશમી દશા પ્રેમ ભક્તીની, કર સંતસુ નેહ;
જે પદ દુર્લભ દેવને, સહેજે પાંમસો તેહ. રાંમ૦ ૧૦
એકાદશીએરે અનુભવો, જોગી જનકની વાત;
ઉદ્ધવને શ્રી કૃષ્ણે કહ્યું, શ્રી મુખે સાક્ષાત. રાંમ૦ ૧૧
બારે બેસી રહેવું નથી, માથે મરણનું સાલ;
કંઈ ચાલ્યા કંઇ ચાલસે, કોઇ આજને કાલ. રામ૦ ૧૨
તેરસે તારૂ તપાસીને, શું આવસે સાથ;
જે જેમ તે તેમ ત્યાં રહે, જાવું ઠાલે હાથ. રાંમ૦ ૧૩
ચતુરદશી ચકવે હુતા, મોટા સુભટને શુર;
ગયા તેની ગણત્રી નહિ, ભારે ભવજળ પુર. રાંમ૦ ૧૪
પૂનમે પ્રભુના ભજનથી, પાંમ્યા પરમ ધાંમ;
કહે પ્રીતમ પાછા નવ ફરે, પહોંચ્યા અવિચળ ઠાંમ. રાંમ૦ ૧૫

---

## વાર.

### ધોળ.

આદિતવાર વિચારને, મન કરીને વિવેક;
આગે અધમ બહુ ઓધર્યા, ગ્રહી નામની ટેક.
જીભ્યાએ જપ જુગદીશને. ૧
સોમે સૌમાં તે સાક્ષી રૂપ છે, અંતરજામી એહ;
મન વાણી પહોંચે નહિ, તે શું કર્યો સ્નેહ. જીભ્યાએ. ૨
મંગળ પદ મહારાજનું, નિરખે નિરદોષ;
નિર્મળ જશ નારાયણના, પૂરણ આનંદ કોષ. જીભ્યાએ. ૩
બુધે બુદ્ધિ ભલી તેહુની, મૂકે મિથ્યા માંન;
રજની દિવસ રહે ભજનમાં, ગ્રહે નિર્મળ જ્ઞાંન. જીભ્યાએ. ૪
બ્રહેસ્પત ભજન પરતાપથી, જીવ્યો ધ્રુવજી દાસ;
અવિચળ પદવી પાંમીઓ, ફરી નહિ ગર્ભવાસ. જીભ્યાએ. ૫
શુકરે સમૃદ્ધિ ઈંદ્રની, જેને રૂદિયે છે રાંમ;
નાંમ મહામણી જેહને, શું કલપ્યાનું કામ. જીભ્યાએ. ૬
શનિ સમઝે સુખ છે ઘણું, કર તત્ત્વ વિચાર;
કહે પ્રીતમ પ્રાણી પ્રીછજે, કહ્યું સાતે વાર. જીભ્યાએ. ૭

### પદ.

અવસર આવ્યો છે સારોરે, ભવસાગર તરવાનો આરોરે. ૧
ચિત્તમાં ચેતીનેતમે ચાલોરે, હરીમળવાનો મારગ ઝાલોરે. ૨

કાચા કુંભ બરાબર કાયારે, ધનજોબન વાદળની છાંયારે. ૩
શમણાનું સુખ જુઠું જાણોરે,મનને મોદક કહો કોણ ધારેરે ૪
ઝાંઝવાં ઝીલે તરશ્યા નજાયેરે, કથીરને નાંણે કામ નથાયેરે. ૫
ધુમરને વરસે ન પાકે ધાંનરે, જયાં લગી ઉપજ્યું ન આત્મજ્ઞાન. ૬
જુઠામાં જન્મારો ન ખોયેરે, પ્રીતમ પ્રભુ ચરણે ચિત્તપ્રોયેરે. ૭
પરધનપર નીંદા પરહરજોરે, નિશદીન હરી હરદામાં ધરજોરે ૧
સંગતસાધુપુરૂષની કરજોરે, અધરમ અવગુણથી ઓસરજોરે ૨
ખોટ તણો વેપાર નકીજીરે,પારસ મૂકીને પહાંણ ન લીજેરે. ૩
બોરને બદલે રત્ન નખોયેરે, ઓછવ મૂકીને ઓથેન જઇએરે. ૪
વણઅરથે વેણુ નવ દળીએરે, રાંકને રોળે રાજ નમળીએરે. ૫
શુરધેનું મૂકીશ્વાની ન દોહીએરે, રમવું મૂકીને નવરોએરે. ૬
પ્રીતમ પ્રાણપતી પ્રભુભજીએરે, મિથ્યા ઇંદ્રજાળ સુખતજીએરે.૭

ધોળ ૧.

તુંતો રામરટણ કર રંગમાં, ને રાખ હરી સાથે હેત. અવસર આવો નહી મળે.
ખોટા ખેલમાં શું રે ખુચી રહ્યો, ઉઠ આળસ મૂકી અચેત અ.૧
કાળ ખાશે કહેશે જે કહ્યું નહિ, નથી જાણતો ગાફલ ગમાર;
પ્રાંણી પ્રપંચમાં શું પચી રહ્યો,માની સ્વન્પતણું સુખસાર. અ.૨
અંતે રંગ પતંગ જાશે ઉતરી, કાચીકાયા નહી આવે કશેકામ;
વિષય ભૂતે ભરમાં ભમાવીઓ, ક્ષણ બેઠો નહિ ઠરી ઠામ. અ.૩

સાચું સ્મરણકર શુદ્ધ ભાવશુ, ટળે તન મન કેરા વિકાર;
ભજ પ્રીતમ બ્રહ્મસ્વરૂપને, જેનો મહિમા છે અગમ અપાર. અ.૪

### ધોળ ૨.

ગુરૂ બ્રહ્મના ચરણ ઉપાસીએ, સહેજેશોક સમુળો ટળી જાયે,
વચન સત માંનજો.
જે કોઇ પ્રેમે પીએ પગ ધોઇને, આડકરોડ તીર્થ તેને થાય;
વચન સત માંનજો. ૧
યજ્ઞ લક્ષ વ્રત છે પરસાદમાં, ભક્તિ મુક્તિ સરવે સહેજે હોય,
શુધપ્રેમે કરીને કોઇએ પોસસે, દેહદરસી દેખે નહિ કોઇએ;
વચન સત માંનજો. ૨
શુદ્ધ ચૈતન સાક્ષી તત્વમવશી, સદારામ રસ એક રસજ્ઞાન,
અષ્ટ આવરણ પાર પરમાત્મા, નહિ આદ્ય મધ્ય અવસાંને;
વચન સત માંનજો. ૩
રૂપ રાંમણ સગુણ સોહીએ, સદ્ગુરૂ જેને નીગમ નીરંતર ગાયે,
કહે પ્રીતમ પદરજ પરસતાં, દુખ જનમ મરણ ટળી જાયે;
વચન સત માંનજો. ૪

### રાગ ગરબી.

સાંભળ મન શીખામણ મારી, કહું છું માનીલેજે મારી જો.
નહી માનેતો મહાદુઃખ પડશે. જોજે જીવ વિચારી જો. ૧
દયા દિનતા રાખ રૂદયામાં પરનીંદા પરહરજે જો.

પરમારથને પંથે પ્રાણી, પ્રેમે પગલાં ભરજે જો. ૨
આધુ તેતો ખુવાર કીધુ, દીધુ સાથે લીધું જો.
પરમારથની કુંચી જાણે, તેણે કારજ સીધ્યું જો. ૩
કાયાનો અહંકાર નકીજે, પાણીનો પરપોટો જો.
અમરત પીતાં આળસ કરવું, એટલો આગળ ટોટો જો. ૪
ખોટ તણો વેપાર ન કરીએ, લાભ લાભ જડે તે રાખો જો
કહે પ્રીતમ સાધુને સંગે, રામ સુધારસ ચાખો જો. ૫

ગરબી ૨.

પ્રેમ સુધારસ પીશે પ્રાણી, તે મોટા બડ ભાગી જો.
હરીના ચરણ કમળની ભક્તિ, લીધી મુખથી માગી જો. ૧
સંસાર સુખમાં જેહ મોહુ પામ્યો, તેતો સરવે હાર્યો જો;
પંખી આવી પડે જાળમાં, જોઇ પોતાનો ચારો જો. ૨
ચારો જુએ પણ જાળ ન જાંણે, એમ જગતની માયાજો;
ઝાંઝવાંનું જળ જાંણીને, પશુ પીવાને ધાયે જો. ૩
ઘુંમર જોઇને ધાયો ચાતક, ઉલટી આંખ ગુમાઇ જો;
ગુંજા વહનીમાંનો મર્કટ, માટે શીત ન જાયે જો. ૪
સાહુકારનું નામ ધરાવી, ચોરી કરવા ચાલે જો;
કહો તેની કેમ હુંડી હોયે, કોડી કોઇ ન આલે જો. ૫
કુબેર નામ ધર્યું કોઇ નરનું, ભીક્ષા માગી ખાયે જો;
ગંગા નાંમ ધર્યું નારીનું, તેથી પાતક ના જાયે જો. ૬
કેશરી નામ ધર્યું કુકરનું, માટે સંગ ન થાયે જો;

અનંત ક્રોડ આગીઆ પ્રગટે, પણ રવી વિન રાત ન જાયે જો. ૭
સાધુ નાંમ ધરે ન હોયે સાધુ, તેતો સમજણ ન્યારીજો;
દેખા દેખી ભેખ બનાવે, તેતો બાંના ધારીજો. ૮
પ્રભુનું પદ પાંમે તે વિરલા, જો જો મન વિચારી જો;
કહે પ્રીતમ હરી ભજન વિના, ભવ તરવો સંકટ ભારી જો. ૯

---

## ઘોળ. એકાદશીનો મહિમા.

ઉત્તમ દન એકાદશીજી, જે કોઇ એ કરે ઉપવાસ;
તે પ્રાંણી સુખ પામશેજી, શ્રી વૈકુંઠનો વાસ. ૧
દશમીને દીન પરહરેજી, દશવાંનાં નીરધાર;
નીંદા નારીને નીંદ્રાજી, કરવો નહિ વેપાર. ૨
કરે ભોજન કોદરાજી, અડદ ન જમવું અન્ન;
ભોમી સયન કરવું સહીજી, રાખવું મન પાવન. ૩
લીલું તરણ ન તોડવુંજી, તેલવંતા કણ ન ખાએ;
અંગ રૂધીર રતિ નીસરેજી, વ્રત ભંગ કહેવાય. ૪
એકાદશી વરત નિર્જળાજી, રઘુવર હરીનુ ધ્યાન;
મીથ્યા ભાષણ નવ કરેજી, આચરે સરિતા સ્નાન. ૫
સરિતા ન હોયતો સરોવરજી, સરોવર ન હોયતો કૂપ;
કૂપ ન હોયતો ઘેર કરેજી, સ્નાન વિધી અનુરૂપ. ૬
અપરસ રહે અડવું નહીજી, ભ્રમણ કરે નહિ કાંઈ;

સ્થિર આસન કરી બેસવુંજી, મન રાખે હરિ માંહી. ૭
રાત્રિ અખંડ કરે જાગ્રણજી, કથા હરિ કીર્તન જ્ઞાન;
શુધ ચિતે સ્મરણ કરેજી, ન ધરે દેહાભિમાન. ૮
દ્વાદશિ ભોજન એકવારજી, પૂંજે બ્રાહ્મણ ભક્ત;
જથા દાંન વિધિ આચરેજી, હરી ચરણે આશક્ત. ૯
ગંગા તીરે તપ કરેજી, સાઠ સહસ્ર વરસ સાર;
તેહતણું ફળ પ્રગટેજી, હોય હરી વ્રત નિરધાર. ૧૦
તપ તીરથ વ્રત જગ્નનુંજી, જે પુન્ય પ્રેટે તન હોય;
તે સહેજે સત સંગમજી, પ્રાંણી પામે સોહે. ૧૧
અમરીખ રૂપમાંગદ તણીજી, શાખ ઉચરે સહુ કોયે;
કહે પ્રીતમપદ પ્રીછશેજી, તતક્ષણ હરી રૂપ હોયે. ૧૨

---

## વેદનો સાર. ધોળ.

સાંભળ પંખી પ્રાણીઆજી, વેદતણું જે સાર;
સર્વ ભાવે ભજીએ હરીજી, તજીએ વિષય વિકાર. ૧
શુદ્ધ વિચારે કીજીએજી, સ્મરણ શ્વાસો શ્વાસ;
અમરૂત વાણી બોલીએજી, કોઇ ન પાંમે ત્રાસ. ૨
વૈશ્નવ લક્ષણ વર્ણવુંજી, સાંભળજો સહુ કોયે;
આશા તૃષ્ણા ઇર્ષાજી, હરિજનને ન હોયે. ૩
ચિત્ત કોમળ નીર્મળરેજી, બહાર ભીતર પવિત્ર;

ગાએ શીખે નિત્ય સાંભળેજી, હેતે હરીનાં ચરિત્ર. ૪
પ્રેમ સ્નેહી પરમારથીજી, સ્વારથ નહિ લવલેશ;
કામ ક્રોધ વ્યાપે નહિજી, આપે સત્ ઉપદેશ. ૫
દ્રોહ નિંદા ન મળે રતીજી, મિથ્યા ન બોલે બોલ;
સમદ્રષ્ટિ સહુપર સદાજી, નિજ મન અચળ અડોલ. ૬
શોક નહિ સ્વપ્નાંતરેજી, આનંદનો ભંડાર;
શંશીવત તે સાક્ષી રેહજી, લહે વિવેક વિચાર. ૭
સુરતરૂ ચીત ચંતામણીજી, પૂરણ જ્ઞાન વૈરાગ;
મિથ્યા સુખ માગે નહિજી, અજપદથી વિતરાગ. ૮
કંચન લોહ બરાબરજી, ન મળે માન અપમાન;
દેખે જગત એક હરીજી, ભૂલે ન ભાસે આંન. ૯
લક્ષણ સંત મહંતનાંજી, કહેતાં ન આવે પાર;
અર્જુન ઓધવને કહ્યુંજી, શ્રી મુખે સોસો વાર. ૧૦
સંતતણા ગુણ શ્રી પતીજી, નિત્ય નીરંતર ગાય;
પ્રીતમપદ રજ પરસતાંજી, જન્મ મરણ દુઃખ જાય. ૧૧

---

## રાગ ધોળ.

### રામ રાજીયો.

રામ સુધારસ પીજીએરે, આ અવસર સારરે;
ઝબકેલે મોતી પરોઇલે, પછે ઘોર અંધારરે. રાંમ સુધારસ. ૧

જેવાં છે જલ ઝાંઝવાંરે, એવો આ સંસારરે;
દીસે છે કાંય કારમું, નહિ વણસતાં વારરે. રામ સુધારસ. ૨
કાયા કૂપો કાચનોરે, ઠબકયે ઢળી જાયરે;
જગત્ ચવાંણું કાલનું, નીસવાસુરખાયરે. રામ સુધારણ. ૩
અંતર જાંમીને ઓળખોરે, સચરાચર સોયેરે;
પ્રીતમ રાખ્ય બ્રહ્મભાવના, આવા ગમનના હોયેરે. રામસુધારસ. ૪

પદ. ૧.

હરી સમરણ કરો હેતમાંરે, ચિત્ત ચેત અચેતરે;
આ અવસર ચેત્યો નહિ, પડશે મુખમાં રેતરે. હરી૦ ૧
કાયાનું કાંઇએ ના નીપજે મૂકય મિથ્યા અહંકારરે;
તનનાં તે ત્રણ વાંનાં થશે, કીત્ય વીત્ય કે છારરે. હરી૦ ૨
માયા મીઠી મોહનીરે, જેવી મોંસરી ખાંડરે;
જોતાં વગોયો જીવને, કર્યો જુગમાં ભાંડરે. હરી૦ ૩
રહ્યા ન કોઈ રહેશે નહિ શશી સૂરજ વઇસરે;
ખરભડો કરતાં ખપી ગયા, કહી કૌરવને કંસરે. હરી૦ ૪
જેનો સુજશ સંસારમાંરે, તે નર અમર જાંણુરે;
પ્રીતમ એવું પ્રીછજે, હરી હૈયામાં આંણુરે, હરી સમરણ૦ ૫

પદ ૪. રાગ ગરબો.

કાયા બનીછે તારી કારમીરે હરીનું ધ્યાન ધરજે,
વારો અમર નથી અવતારરે, હરીનુ ધ્યાન ધરજે,

કાચો તે કુંભ જળ ભર્યોરે, હરીનુ ધ્યાન ધરજે.
તેને ભાગતાં કેટલી વારરે, હરીનું ધ્યાન ધરજે ૧
તરૂવરથી ફળ તૂટીયુંરે, હરીનું ધ્યાન ધરજે.
તેતો ફરી ન ચોટે ડાલરે, હરીનું ધ્યાન ધરજે
ગયો અવસર આવે નહિરે, હરીનું ધ્યાન ધરજે.
બાંધ્ય પાંણી પહેલી પારરે, હરીનું ધ્યાન ધરજે. ૨
નદીઓ ઘેરીને નાવે જળજરીરે, હરીનુ ધ્યાન ધરજે.
માંહી બેઠા મૂઢ ગમારરે, હરીનુ ધ્યાન ધરજે.
ખોટો છે માંહી ખારવો રે, હરીનું ધ્યાન ધરજે.
કર્મ કરવા આવી આફળ્યોરે, હરીનું ધ્યાન ધરજે. ૩
માંહી મોહના મોજા થાયરે, હરીનું ધ્યાન ધરજે.
તેડયન સૂઝે તેહનેરે, હરીનુ ધ્યાન ધરજે.
તેનો કરવો કોણ ઉપાયરે, હરીનું ધ્યાન ધરજે
સત ગુરૂ શબ્દ વિચારીયેરે, હરીનું ધ્યાન ધરજે. ૪
જો કરાએ સદા સતસંગરે, હરીનું ધ્યાન ધરજે.
તો સેજે પાંમીએ પારરે, હરીનુ ધ્યાન ધરજે.
કહે પ્રીતમ પ્રગટે રંગરે, હરીનું ધ્યાન ધરજે. ૫

પદ ૧.

આ અવસર છે હરી મળવાનો, મનુષ્ય તણો અવતારરે;
ફરી ફરી જેમ કેળ ફળે નહિ, જાણી લે નિરધારરે. આ૦ ૧
અમર લોક ઇચ્છે અવતરવા, આ અવની વિષે એકવારરે;

ગણી ભરી ગઇએ હરી લીલા, કરીએ પર ઉપકારરે. આ૦ ૨
પૃથ્વીને પુન્યે પામ્યો ઇંદ્રાસન, અજપદ ને કૈલાસરે;
પૃથ્વીના પુન્ય ભજન પ્રતાપે, પામ્યો તે વૈકુંઠ વાસરે. આ૦ ૩
ચતુર પુરૂષ થઇને ના ચેત્યો, તેતો સર્વસ હાર્યોરે;
કહે પ્રીતમ તેને શું કહીએ, જાંણ્યો જીવ નઘરોરે. આ૦ ૪

પદ ૨.

ચોંપકરીને ચેતી લેજે, કાં કાયર થઈ બેઠોરે;
આજકાલ કરતાં કાયામાં, કાળ આવીને પેઠોરે. ચોંપકરી. ૧
કાળા કેશ તે થયા ઉજળા, પણ ઉજવલ દશા ન આવીરે;
ચિત્તડામાં ચટકો નવ લાગ્યો,તો શું કહીએ સમજાવીરે. ચોંપ. ૨
વાંણી થાકીને કરણી થાકી, થાકી બુધ્ધ બિચારીરે;
ધંધો કરતાં કાયા થાકી, થાકી નહિ ત્રષ્ણા તારીરે. ચોંપકરી, ૩
મનમાં જાંણે છે જે નથી મરવું, મરણ આવ્યું નહિ મૂકેરે;
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે, આ અવસર કાં ચૂકેરે.
ચોંપ કરીને ચેતી લેજે. ૪

પદ. ૧

મનમાં જાંણે મરવું નથીરે, દેહને અભીમાંને;
બહુ ગોઠવણી કરતો ગમાર, ”
મારાં મંદીર મારાં માળીયાંરે; ”
કહે મારાં પુત્ર પરિવારરે. ” ૧

મારી જગા મારી જુવતીરે, દેહને અભીમાંને.
કહે મારાં પશુ ધન માલરે; ,,
જમ દૂત વળતી આવશેરે, ,,
ઉઠી ચાલવું છે આજ કાલરે. ,, ૨
કાળે ગ્રહ્યા કેશ તાહારારે, ,,
તેતો કરશે ઘડીમાં ઘાતરે; ,,
વળતો વિચારીશ જીવડારે, ,,
ઘણું ઘસવા પડશે હાથરે. ,, ૩
વાત પીત કફ આવી કંઠ રૂંધશેરે, ,,
નહિ આવે ઉત્તર લવલેશરે; ,,
મનનું ધાર્યું તે રહેશે મનમાંરે, ,,
પ્રાણી પાંમશે કષ્ટ કલેશરે. ,, ૪
કર્મ પ્રધાન છે જીવનેરે, ,,
ફલ શુભ અશુભ દેનારરે; ,,
જેવાં કર્યાં છે તેવાં ભોગવેરે, ,,
ધરે ઉંચ નીચ અવતારરે. ,, ૫
પડે પશુ પંખીની જાતમાંરે. ,,
ચાર ખાંણુ ચોરાસી લક્ષરે; ,,
દુ:ખનો અંત આવે નહિરે, ,,
કહે નિગમ પૂરાંણુ પ્રત્યક્ષરે. ,, ૬
ગુરૂ ગોવીંદ સેવ્યા વિનારે, ,,

કેઇ પેરે કર્મનો નાશરે; દેહને અભીમાંને
વાસના બીજ બળ્યું નહિરે, ,,
ત્યાં લગી ઉગવાની આશરે. ,, ૭
મોહ માયાના મોટા મોરચારે, ,,
જાત રૂપ જુવતીનું જોરરે; ,,
કહે પ્રીતમ કોઈ જીતસેરે, ,,
જેને સદ્ગુરૂ શબ્દ અંકોરરે. દેહને અભીમાંને. ૮

પદ ૨.

જત્ન કરે જીવવું નથીરે, ચીતમાં ચેત ચોંપે.
તજ દેહતણું અભીમાંનરે, ,,
સો વરસ જીવ્યો તો શું થયુંરે; ,,
સરવાળે મરણ નિધ્યાંનરે. ,, ૧
આયુષ્ય નીર તન અંજલીરે, ,,
તેતો ટપકે શ્વાસો શ્વાસરે; ,,
દુરમતીશે નથી દેખતોરે, ,,
આંખ્યો આગળ થયા નર નાશરે. ,, ૨
દિન દશ પાંચ મુકામછેરે, ,,
પછે કુચનાં નગારાં કહેવાયરે; ,,
સૈન્યાપતી ચડી ચાલશેરે. ,, ૩
પછી પાંણી પીવા નહિ રહેવાયરે, ,,

તું તારૂ સજીને બેસજેરે, ચીતમાં ચેત ચોંપે;
પ્રાણી પછે પસ્તાવો ન થાયરે. ,,
પુન્ય કર્યું તે પળે બાંધીયું'રે. ,,
કને ખરચી વિનાશું ખાયરે. ,,
શુરાને શી સોચનારે. ,,
સતીને કોનો સંઘાતરે. ,,
એક ધણી શું રંગ રાખજેરે. ,,
કહે પ્રીતમ પ્રેમની વાતરે. ચીત્તમાં ચેત ચોંપે. ૫.

પદ ૩.

લંપટશે નથી લાજતોરે, કણુધી શું કહીએ;
તને સમજાવ્યો સોવારરે. ,,
ધીક પામર પશુ ગમારરે. ,,
તારૂ ચતુરપણ્ પડયું ચુલામાંરે. ,,
જો પ્રીછયો નહિ પ્રભુની પેરરે. ,,
જનુનીના રહીશે વાંઝણીરે, ,,
કયમ જણુતાં ન દીધુ' ઝેરરે. ,, ૨
નાળત્રધેરતાં ના આવડયોરે ,,
જો પ્રથમ ન છેદ્યુ શીશરે ,,
તુ કૃતઘ્ની કોટ પાતકીરે ,,
જો વિસાર્યા જુગદીશરે. ,, ૩
તું શીદ અપરાધી અવતર્યોરે ,,

કરવા ભોમીને ભારરે　　,,
તેં શુભ કારજ કીધું નહિરે　　,,
જો ભોગવ્યો ભવ સંસારરે.　　,,　　૪
ધર્મ રાજા તે લેખું માગશેરે　　,,
શો દેશો જઇને જવાબરે　　,,
બાંધી રૂંધીને નરકમાં નાખશેરે　　,,
આવી વળગશે પૌઢાં પાપરે.　　,,　　૫
હરી વિના બીજો બેલી નથીરે　　,,
તારૂં કુડું કુટુંબ પરીવારરે　　,,
કહે પ્રીતમ ચીતમાં ચેતજેરે　　,,
છે માથે મરણનો મારરે. કબુધી શું કહીએ.　　૬

પદ ૪.

જીભલડી તને હરીગુણગાતાં આવડું આળસ કયાંથીરે;
લવરી કરતાં નવરી ન મળે, બોલી ઉઠે સૌમાંથીરે. જીભલડી. ૧
પરનિંદા કરવાને પૂરી, સૂરી ખટરસ ખાવારે;
ઝગડો કરવા ઝાહેર ઝૂઝે, કાયર હરીગુણ ગાવારે. જીભલડી. ૨
રામ નામનું દામ ન બેસે, કામ ખડે નહિ કરવુંરે;
સહેજે પારપંથનો આવે, ભજન થકી ભવતરવુંરે. જીભલડી. ૩
જેનું નામ જપે જોગેશ્વર, શંકર શેષ વિરંચીરે;
કહે પ્રીતમ હરીનાંમ વિસાર્યું, તે પ્રાણી પ્રપંચીરે.
જીભલડી તને હરી ગુણગાતાં, આવડું આળસ કયાંથીરે.　　૪

## ધોળ.

સાંભળ સહિઅર વાતડી હું વારિરે,
મંદિર આવ્યા માવ મંગળકારિરે;
જોતિ હુતી જેની વાટડી હું વારિરે,
ઉર અંતરમાં ભાવ. મંગળકારિરે. ૧

આચક મચક ઘેર આવિઆ. હું વારિરે,
દીધાં છે દરશન મંગળકારિરે;
દયા કરી નીજ દાસને હું વારિરે,
પ્રેમે કર્યો પવિત્ર મંગળકારિરે. ૨

સુંદર શોભા જોઈને હું વારિરે,
ભાગી ગઈ સો ભ્રાંત મંગળકારિરે;
ઓરડીઆ અજવાળીઆ હું વારિરે,
સહેજે પાંમી સુખશાન્ત મંગળકારિરે. ૩

કુડારો કંઇએ ગયો, હું વારિરે,
સિધ્યાં સર્વ કાજ મંગળકારિરે;
શત્રુ નહિ સંસારમાં હું વારિરે,
આવ્યું અકંટક રાજ મંગળકારિરે. ૪

શોક નહિ સ્વપ્નાંતરે હું વારિરે,
દુઃખનો ફેડયો ઠાંમ મંગળકારિરે;
સુખનો સાગર ઉલટયો હું વારિરે,

સન્મુખ દીઠા શ્યામ મંગળકારિરે. ૫
મહેર થઇ મહારાજની હું વારિરે,
ટાળિયા ત્રિવિધી તાપ મંગળકારિરે;
પ્રીતમને સ્વામી શાંમળો હું વારિરે,
મળિયા આપો આપ મંગળકારિરે. ૬

---

## ધોળ.

આજ અનોપમ દહાડલો ગિરધારિરે,
પ્રગટયો પ્રેમ અપાર. આનંદકારિરે.
ભાવે ભોવન પધારિયા ગિરધારિરે,
જીવણ જુગદાધાર. આનંદકારિરે. ૧
આપ્યાં આસન બેસવા ગિરધારિરે,
પ્રેમે લાગીએ પાય. આનંદકારિરે.
વિહવાથી રળીયામણું ગિરધારિરે,
માનુની મંગળ ગાય. આનંદકારિરે. ૨
ચુવા ચંદન છાંટણાં ગિરધારીરે,
તરિયા તોરણ બારણે. આનંદકારિરે.
ચોક પુરાવ્યા મોતીએ ગિરધારીરે,
વરત્યો જે જે કાર. આનંદકારિરે. ૩
ભોજન લાવું ભાવતાં ગિરધારીરે,

પ્રેમે બહુ પકવાન. આનંદકારિરે.
ઝારી જળ જમુનાં ભરી ગિરધારીરે,
બીડલે બાસટ પાન. આનંદકારિરે. ૪
અગર કપુરની આરતી ગિરધારીરે,
ઉતારૂં વારંમવાર. આનંદકારિરે.
સેજ સમારૂં ફૂલડે ગિરધારીરે,
પધરાવું પ્રાણ આધાર. આનંદકારિરે. ૫
ઘણા દિવસની ગોઠડી ગિરધારીરે,
કરીએ વધારી વાલ. આનંદકારિરે.
પ્રીતમને સ્વામી શાંમળો ગિરધારિરે,
મન વશીઆ મોહનલાલ. આનંદકારિરે. ૬

પદ ૨.

સખી શાંમળો ચતુર સુજાણ, મોહન મારે મન વશ્યોરે.
જુગજીવન જુવતીનો પ્રાણ, પ્રેમે આવે ધસમશ્યોરે.
એનું સુંદર વદન સોરોજ, મનોજ લજાવતોરે.
એની સુરત મુરત ખૂબ, રસિક મન ભાવતોરે.
એને શિશ સોરંગી પાઘડી, કે કાને કુંડળ ઝળહળેરે.
એને ઉર ગજમોતીના હાર, પૂંચે પુંચી લળેરે.
તન પ્રીત વસન હેમ વ્રત, ચરણ શોભિતાંરે.
કહે પ્રીતમ પરમ અનૂપ, મુનિમન લોભતાંરે.

## રાગ ગરબો.

### પદ ૧.

પ્રેમ તણે વશ્ય પાતળીઓ; સખી જાંણી લે.
બીજા અનેક ઉપાય કરે શું થાય; ,,
મન વાણીમાં આવે નહીં; ,,
જેને મહિમા નિગમ નિરંતર ગાય. ,,
હુંકારે હરી વેગળા; ,,
એક રતિ એને ગોઠે નહીં અહંકાર; ,,
કરવતનું ફળ પહોંચે નહીં; ,,
ભાવ વિના ભીજે નહીં શ્રી ભગવાન. ,,
જપ તપ તિરથ વ્રત કરે; ,,
તેણે તો કાંઇ જીવપણું નવ જાય; ,,
જે જળ મોતી થયું; ,,
પાછું પાણી કેમ ફર્યું નવ થાય; ,,
ચિત્ત વિત્ત સોંપ્યું હરી ચરણે; ,,
હાર જીત તે સર્વ હરીને હાથ; ,,
આપ ટાળીને અનુસરવું; ,,
પ્રેમ ધરી પ્રીતમના સ્વામી સાથ; ,,

### પદ ૨.

મહી મટુકી માથે ધરી, વ્રીજ સુંદરી.
ગોરસ વેચે હૈડે હરીનું ધ્યાન, ,,

મહી વેચવું ભુલી ગઇ, ,,
લોકોને કહે લો કોઇ કાંન, ,,
શામળીઓ સોંઘો કર્યો, ,,
મોટો પૈસો મુલ એનું થાય, ,,
કોઇ કહે ગોપી ઘેલી થઇ, ,,
ત્રીભોવન પતિ વેચ્યો કેમ વેચાય, ,,
જગત મળ્યું સૌ જોવાને, ,,
મટકીમાં નિરખે તો નંદકીશોર, ,,
જત્ન કરે ત્યાં ઝાંખે નહી, ,,
તે પ્રભુ કહાવે મહી માંખણનો ચોર, ,,
ધન્ય ગોપી સૌ પર ધજા, ,,
પ્રેમી જનના પ્રેમતણી બલિહારી, ,,
પ્રીતમનો સ્વામી રસિયો, ,,
વહાલપણે વશ્ય કીધો અખંડવિહારી, વીજ સુંદરી.

## રાગ પ્રભાતિ.

### પદ ૧.

પ્રભાત ભયો પ્રાણ પતી, પ્રેમે પતી જાગો; ( ટેક. )
દંત ધાવન કરો કાંન, માંખણ રોટી માગો,
પ્રભાત ભયો પ્રાણપતી, પ્રેમે પતી જાગો. ૧
શિશ સમારો પાઘ પહેરો, અંગ ધરો વાઘો,
ચંદ્રવદન દર્શન દેહો; દુનિયા દુઃખ ભાગો;

પ્રભાત ભયો પ્રાણપતી, પ્રેમે પતી જાગો. ૨
ભયો પ્રકાશ અરૂણ ઉદે, આળસ ઉંઘ ત્યાગો,
પ્રીતમકે સ્વામી શ્યામ, તુમસુ સ્નેહ લાગ્યો;
પ્રભાત ભયો પ્રાણપતી, પ્રેમે પતી જાગો. ૩

પદ ૨.

જાગીએ ગોપાળલાલ મેરે, પ્રાણ પ્યારે; ( ટેક. )
આંગત અદભૂત ખેલ, રૂપ કોણ ધારે. જાગીએ. ૧
મુષકકો અસ્વાર એક, દુંદ દંત ભારે;
શિરાહુકે સૂંઢ વાકે, તે કહું નિહાળે. જાગીએ. ૨
મોરકો અસ્વાર એક, ખટવદન વિચારે;
અંગ અંગ અધિક રંગ, સંગસેન સારે. જાગીએ. ૩
ઋષભ અસ્વાર એક, કંઠ નાગ કાળે;
સંગહે સકુમારનાર, કોટ કાંમ વારે. જાગીએ. ૪
હંસ વાહન ચતુરવદન, વેદહુ ઉચ્ચારે;
સ્વેત હસ્તી સપ્તસૂંઢ, શિશ ચમર ઢળે. જાગીએ. ૫
દ્વાર આયે દર્શન દીયો, નંદકે દુલારે;
સુરનર મુની મગ્ન ભયે, બોલેજે જે કારે. જાગીએ. ૬
ગાંનતાંન છંદ ભેદ, કરત નૃપ ભારે;
પ્રીતમકે સ્વામી પર, સર્વસ વારડારે. જાગીએ. ૭

---

## રાગ વેરાવળ.

### પદ ૧.

બાલભોગ પાવે, નંદલાલ બાલ ભોગ પાવે. ( ટેક )
પેપકવાન મીઠાઇ મેવા, ભોજન બને રસાલ. બાલ૦ ૧
આચમન કીયે લીએ મુખ બીડી, અંબૂજ લોચન બડે વિસાલ;
પ્રીતમ કે પ્રભુ પ્રેમ સ્નેહી, વિશ્વ ભરન ભક્તન પ્રતિપાલ. બાલ૦ ૨

### પદ ૨.

કરત સીનગાર આરતી મેઇ, કરત શીનગાર આરતી મેઇ. ( ટેક )
મૂગટ ધરાએ બનાએ ચંદ્રાકાર, કેસર તિલકઅલક ઝલકૈયા. ક૦ ૧
કુંડલ લોલ કપોલ કમળ દલ, નેન અને આનંદ રસ મૈયા. ક૦ ૨
રૂપરાસ મંદહાસ મનોહર, મધુરી મધુરી મુખ બેન બનૈયા. ક૦ ૩
ઉરપર હાર બે હાર મનીમાલા, કંકન કીંકન શબ્દ કરૈયા. ક૦ ૪
નેપુર પાંમેપહેરાએપિતામ્બર, સુંદર સરસબનીઓક તૈયા. ક૦ ૫
અપને કર દરપનલે દેખે, છેલ છબીલે કુંવર કનૈયા. ક૦ ૬
પ્રીતમ કે પ્રભુ પ્રેમ સ્નેહી, વારવારમે લે દુખ લૈયા. ક૦ ૭

---

## રાગ ધુમાર.

વંદ્રાવન શોભી રંગભરી હો, હોમેરી આલી ઉપમા
કછુવર્ણવી ન જાએ. ( ટેક )
પદ અંકિત મુખ અંકિત વશુધા, મહિમા અગમઅપાર;

સદા વસંત વસત વંદ્રાવન, પિયાપ્યારિ અખંડ વિહાર.
વંદ્રાવન ભોમી. ૧

ફુલે કેસુ કુસુમ કેતકી, ફુલે અંબ અનાર.
ફુલે ચંપા ચિત્ત ચતુરાકે, ફુલી રહી ભાર અઢારે.
વંદ્રાવન ભોમી. ૨

વિવાહ વસંત અધિક વૈષ્ણવને, પરણે પુરણાનંદ.
દુલહની પ્યારી નવલ રાધકા, દુલહો હરિનાગરનંદ.
વંદ્રાવન ભોમી. ૩

ઘેર ઘેર તોરણ ધજા પતાકા, મોતીચોક પુરાએ.
ચુવાચંદન કરત છાંટણાં, માનુની મંગળ ગાએ.
વંદ્રાવન ભોમી. ૪

ઘેર ઘેર ઓચ્છવ આનંદ વધાઇ, ઉડે અબીલ ગુલાલ.
વાજત વીણા ઝાંઝ ઝાલરી, બાજત મરદંગતાલ.
વંદ્રાવન ભોમી. ૫

કેસરી પાઘ કેસરીઓ વાઘો, કેસર શુભ શણગાર.
કેસરમાં ગરકાવ છબીલો પ્રીતમકે પ્રાણ આધાર.
વૃંદ્રાવન ભોમી. ૬

**રાગ વસંત.**

**પદ ૧.**

**આજસખી શામળીઆ સાથે, રંગભર રમીએ હોળી. (ટેક)**

અબીલ ગુલાલ અરગજા કુકુંમ, કેસર કેસુ ઘોળી.
આજ સખી. ૧

કેસર રે શુદ્ધ ભાવ માનની, કુંકુમ કમળા કંથ.
જ્ઞાન ગુલાલ અગરજા અનુભવ, ખેલ્યો અખંડ વસંત.
આજ સખી. ૨

પ્રેમ પુષ્પ ચિત્ત ચંદન ચરચો, અરચો આનંદકારિ.
મહા મંગળમય વચન ઉચારો, નિરખો નવલ વિહારી
આજ સખી. ૩

જ્યાં જેવો ત્યાં તેવો થઇને, રસિએ રંગ મચાવ્યો.
પ્રીતમનો સ્વામી સુંદરવર, તે મારે મન ભાવ્યો.
આજ સખી. ૪

પદ ૨.

રહો અળગા વળગ્યા શું આવો, વારૂંછું વનમાળી. (ટેક.)
તમો નિર્લજ લાજમળે નહિ, હુંછું અબળા બાળી. રહો૦ ૧
પરનારીસુ પ્રીત ન કરીએ આ છંદ કેવો.
છેલ છબીલા છોગાળાજી, લોચન રસ લેવો. રહો૦ ૨
દુરજન દેખે આળ ન કીજે, અમને નથી ગમતુ.
તમ સરખુ હોય તમ સાથે, કોઇ હસે રમતુ. રહો૦ ૩
અમૃત પીજે વાદ ન કીજે, દીજે દરશન દહાડી.
પ્રીતમના સ્વામી શું કહીએ, ટેવ તમારી આડી. રહો૦ ૪

પદ ૩.

આજ આનંદભર્યા અલબેલો, આંગણીએ આવ્યા. (ટેક.)
મણીમુક્તાના થાળ ભરીને, વિઠલવરને વધાવ્યા. આજ૦ ૧
કેસરી પાઘ કેસરીઓ વાઘો; કેસર ભરી પીચકારિ.
કેસરમાં ગરકાવ છબીલો, સુંદરતા પરવારી. આજ૦ ૨
અબીલ ગુલાલ ઉડાવે ગાવે, સરસ વસંત ધુમાર.
ગોવાળ બાળ મળી મંડળી, મધ્યે નંદકુમાર. આજ૦ ૩
ભરી ભરી લોચન છબી નિહાળુ, રૂપ રૂદિયામાં ધારૂ.
પ્રીતમના સ્વામીની શોભા, તનમન ધન સૌ વારૂ. આજ૦ ૪

રાગ વસંત.

પદ. ૪.

ફાગ રમી રસિયો ઘેર આવ્યા, અલબેલે દરસન દીધું. (ટેક.)
સુંદર વદન વિલોકી સજની, સહેજે કારજ સીધુ. ફાગ રમી. ૧
આપ્યાં આસન રત્ન સિંહાસન, બેસાર્યા બહુ નામી;
કેસર ભીના લાલ લાડલી, જોઇજોઇ આનંદ પામી.ફાગ રમી. ૨
પે પકવાંન મીઠાઈ મેવા, મુખ આગે લેઈ મૂકું;
અગર કપુરે સજુ આરતિ, સુરત મૂરત નહીં ચુકુ. ફાગ રમી. ૩
અમૃત પાન કરે જે પ્રાણી, અવર રસ તેને ન ભાવે.
જે કોઇ નિરખે નવલલાલને,તેનેબીજૂ નજરેનઆવે.ફાગ રમી. ૪
પારસને પરવત જે પામે, તેને શો ધનનો ફૂટારો;
પ્રીતમનો સ્વામીશામળીઓ,પ્રાણપતિ ઘણું પ્યારો. ફાગ રમી.૫

## તિથીઓ.

### ગરબો.

પડવે પ્રભુ મહોલ પધાર્યારે;
અતિ અંગમાં રંગ વધાર્યારે; નંદ નંદનજી. ૧
બીજે બહુ કરૂણા કીધીરે;
રસ રીત દેખાડી દીધીરે; નંદ નંદનજી. ૨
ત્રીજે તોરણ બારણે બંધાવુંરે;
સોનાના મોર સોહાવુંરે; નંદ નંદનજી. ૩
ચોથે ચોક પુરાવું મોતીરે;
કીધી પ્રેમે પ્રેમ પનોતીરે; નંદ નંદનજી. ૪
પાંચમે પીઉ પલક ન મૂકુંરે;
સેવા ચરણ કમળની ન ચૂકુંરે; નંદ નંદનજી. ૫
છઠ્ઠીના લખીઆ લેખરે;
પીઉ પાંમી અમર અલેખરે; નંદ નંદનજી. ૬
સાતમે ખાતર આવે તમારીરે;
પાળો પ્રીતની રીત મોરારીરે; નંદ નંદનજી. ૭
આઠમનો કરે અપવાસરે;
તેતો પાંમે વૈકુંઠ વાસરે; નંદ નંદનજી. ૮
નોમે નૌતમ નવરાત્રીરે;
ગરબો રમીએ ગોવિંદાની સાથેરે; નંદ નંદનજી. ૯
દશમે દશરાનો દહાડોરે;

આજ આંક વળ્યો છે આડોરે;  નંદ નંદનજી. ૧૦
એકાદશી ઓછવ કરશેરે;
તેતો સંસાર સાગર તરશેરે;  નંદ નંદનજી. ૧૧
દ્વાદશીએ દેવ મોરારીરે;
ધર્યું વામન રૂપ વિચારીરે;  નંદ નંદનજી. ૧૨
ધનતેરસનું ધન ધોયેરે;
જીવણજીનું મૂળ જોયેરે;  નંદ નંદનજી. ૧૩
કાળી ચોદશે કાજળ કરીએરે;
અલબેલાને અંજન ધરીએરે;  નંદ નંદનજી. ૧૪
અમાસે આવી દીવાળીરે;
કરૂં સુંદર સેવ સુંવાળીરે;  નંદ નંદનજી. ૧૫
આદ્ય અંતની રીત વિચારોરે;
સેવકનાં કારજ સારોરે;  નંદ નંદનજી. ૧૬
સૌમાં તેજ છે તમારૂંરે;
જોઈ મોહી રહ્યું મન મારૂંરે;  નંદ નંદનજી. ૧૭
મંગળ નિર્મળ હરી નાંગરે;
ભજસે તેના ભગવાંનરે;  નંદ નંદનજી. ૧૮
બુદ્ધિ બળ કાંઇ ન ચાલેરે;
જે તરશે હરી હાથ ઝાલેરે;  નંદ નંદનજી. ૧૯
ગુરૂ દેવનું જ્ઞાંન વિચારેરે;
તેતો આપ તરે ને તારેરે;  નંદ નંદનજી. ૨૦

શું કરે સંસારની માયારે;
જેણે હેતે હરીગુણ ગાયારે; નંદ નંદનજી. ૨૧
શેની આડ અટક રહી તેનેરે;
હરિ અરસ પરસ હોય જેનેરે; નંદ નંદનજી. ૨૨
પ્રીતમના સ્વામીને સંગેરે;
મન રંગાયુ હરી રંગેરે; નંદ નંદનજી. ૨૩

---

## સવાયા દાંણ સમાના.

ગોપી—મારગડો મેલો મોહનજી, મારે મધુપુર જાવું છે.
શ્વાસ ભર્યા આવોછો શાને, ધન દેખીને ધાવું છે.
ગોરસનો વહેપાર અમારો, તેમાં કાંઈ કમાવું છે.
પ્રીતમના સ્વામી શાંમળીઆ, તારે લૂંટી ખાવુંછે. ૧
કહાન—ખાધાની શી વાત કરેછે, દાંણ અમારૂ દેતીજા.
નહિ આલેતો જાણે જુવતી, માટ ફોડુ તે લેતીજા.
માનુનીતારે મન આવેતો, ઓછું અદકું કહેતીજા.
પ્રીતમના સ્વામીની સંગે, અબળા રંગમાં રહેતી જા.૨
ગોપી—રંગનાચાળા કાનડ કાળા, કયાં શીખ્યો તું કહે મુને.
અમો અબળા કાંઈ ન જાણુ, તાંન ઘણું સુઝે તુજને.
મોરલીવાતો ઘેરઘેર જાતો, નાચ કરંતો માંખણુ રજને.
પ્રીતમના સ્વામી શાંમળીઆ, તેમાટે વહાલા વ્રજજને.૩

કહાન—વ્રજવંદ્રાવન રમણુ અમારૂ, તુ શું જાણે સંસારી.
સપ્ત ધાંમ ગો લોક તજીને, ગોકુળની ગો ધેન ચારી.
ઇંદ્રાદિક બ્રહ્માદિક સરખા, દેવ રહ્યા સર્વે હારિ.
પ્રીતમના સ્વામીની લીલા, માન્ય કહ્યું તુ મહિઆરી. ૪
ગોપી—મોટા બોલ ન બોલો મોહન, મોટપણુ મેલો મોઢે.
અરધી રાતે કેવા નાઠા જ્યારે કંસ પડચો કેડે,
ભીજંતા પ્રભુ ગોકુળ આવ્યા, માથેમેહ વરસ્યો ઝેડે
પ્રીતમના સ્વામી શું ફુલો માત તાત છે હેડે. ૫
કહાન—બાળક બુદ્ધે બોલે છે પણુ, તોલ મૂલ કાંઇ જાંણે છે.
હીરો કંકર કથીર કુંદન, એક બરાબર આણે છે.
લક્ષ્મી વરની લહેર તજીને, કંસનું રાજ વખાણે છે.
પ્રીતમના સ્વામીની સાથે, અભિમાન શું આણે છે. ૬
ગોપી—તું અભિમાની તું અહંકારી, તારૂં ડહાપણુ ન્યારૂં છે.
કોટ કળામાં કોઇએ ન જાણે, સમઝે તેને સારૂં છે.
તમે તમારા રંગમાં રહો છો, અમને કાજ અમારૂં છે.
પ્રીતમના સ્વામીનું લક્ષણુ, પ્રેમી જનને પ્યારૂં છે. ૭
કહાન—મીઠું મીઠું મુખડે બોલે, મનમાં આંટી મોટી છે.
સૌના દલની હું જાંણું છું, મારે હાથ કસોટી છે.
ચતુર હોય તો ચેતી લેજો, વાત ખરી કે ખોટી છે.
પ્રીતમના સ્વામીની કરમાં, ચૌદ લોકની ચોટી છે. ૮
ગોપી—રહે છોગાળા છાંનોમાંનો, તું મોટો તારા ઘરનો.

દશ ગાઓ કોને અદકી ઓછી,એક ગડારો આહિરનો.
ફૂલા ફૂલ કરોછો શાને, દાવ પડયો છે અવસરનો.
પ્રીતમના સ્વામી શામળીઆ,રંગ લાગ્યો રાધાવરનો. ૯

કહાન—રહે ધુતારી કામણગારી, બોલે છે વાંકી વાણી.
શું કરવા ગોરસ વેચે છે, રાજ કરે નહિ થઇ રાણી.
ત્રેપન લાખ ફરે તુજ સરખી,નંદભોવન વહે છે પાણી.
પ્રીતમના સ્વામીની લીલા, નથી નાર નિશ્ચે જાણી. ૧૦

ગોપી—જાણે છે સૌ નથી અજાણ્યું, જુગમાં જશ ઝાહેર કીધો.
માસી મારી રાંક બીચારી, વૃક્ષ જીવનો ઓધાર કીધો.
ઈંદ્રાદિકનું માન ઉતાર્યું, દાવાનળ કેઇ પેરે પીધો.
પ્રીતમનાસ્વામીશામળીઆ,ચાલ્યોજામારગસીધો. ૧૧

## સવૈયા દાંણુ સમાના.

કહાન—સીધે મારગ ચાલંતાં તું, શાને રાઢ વધારેછે.
અમૃતમાં વખ ભેળી તું, અમને મેણાં મારે છે.
વચન રસાળાં ઢોળિને તું, આપણું ઘર ઉગારે છે.
પ્રીતનો સ્વામી શામળીઓ,શરણ આવે તેને તારેછે.૧૨

ગોપી—તારો છો તમારે મન માને, એમાં શું સપાડું છે.
પેરે પેરે પ્રેમ વધારો, તે વાતનું ટાઢું છે.
સાસુ નણંદ તણી છે સુળી, દુનિઆંનું દુઃખ ગાઢું છે.
પ્રીતમના સ્વામીને મળતાં,માયા આવરણ આડું છે.૧૩

કહાન—આવરણથી હું નથી બીવાનો, કરવું હોય તે કર બાળા.

આડું બોલે ઉત્તર આલે, એ સૌ વઢવાના ચાળા.
દહીંના દડિયા ભરો ભાંમની, પ્રેમે પીસે ગોવાળા.
પ્રીતમના સ્વામી શાંમળિઓ, અખીલ લોકનો પ્રતી-
પાળા. ૧૪

ગોપી—રહે અળગો વળગ્યો શું આવે, વારૂં છું તને વનમાળી.
પરનારીને વનમાં રોકી, એકલડી અબળા બાળિ,
લૂંટા લૂંટ કરો મારગમાં, નવી રીત નહોતી ભાળી.
પ્રીતમનાસ્વામીશામળીઆ,નથીરાઢકાંઈરઢીઆળી.૧૫

કહાન—રાઢ કરે છે રોસ ધરે છે, તું જુવતી જો મદમાતિ.
અબળા તારી ઉંઘ ન ઉઘડે, આપે ઉત્તર અલસાતી.
ચતુરપણું નહિ ચાલે એમાં, માલે છે મંગળ ગાતી.
પ્રીતમના સ્વામીને ગોરસ, નથી નાર પ્રેમે પાતી. ૧૬

ગોપી—ગોરસ કેવું હોય ગોવાળા, એ અમને આવે હાંસી.
દુધ દહિંની કુણ ચલાવે, છાશ દુર્લભ છે વ્રીજવાસી.
ગોધેન ચારો મારગમાંએ, કોણ મૂલકના મેવાસી.
ભીડ પડે ભુદરજી જયારે, રખે નાથ જાતા નાસી.
પ્રીતમનાસ્વામી શામળીઆ,સેવકના છો સુખરાસી.૧૭

કહાન—અમોસુખરાસીઅમોઅવિનાસી,અમોઈશ્વરઆનંદકારિ.
ચૌદ લોક સચરાચર સઘળે, એક અમો ઇચ્છાચારિ.
જુગત અમારી તું શું જાણે, ગોરસની વેચણહારિ.
પાન સોપારી આપ્ય અમારિ, નાર ઠગારી ધૂતારિ.
પ્રીતમના સ્વામીની સાથે, પ્રેમ પ્રીત રાખો પ્યારી. ૧૮

ગોપી—પ્રીત તણો પ્રબોધ કરો પણ, હું નથી તેવી બાળા.
માટ ફુટસે હાર તુટસે, ચીર ફાટસે છોગાળા.
કંસ તણા ભે માટે ભર્યા, અરધી રાતે ઉચાળા.
આજ ઘણી ઇતરાઇ કરો, પણ મૂકીદો ચિત્તના ચાળા.
પ્રીતમના સ્વામીશામળીઆ, મેહેરકરો મોરલીવાળા.૧૯
કહાન—મહેર અમારી લહેર તમારી, જાણી લે જુવતી મનમાં.
દાંણ અમારૂં આપો અબળા, નહિ તારે તપસો વનમાં.
સો વાતની એક વાત છે, સમજો તો સમજો ચિતમાં.
પ્રીતમનો પ્રભુ પ્રેમ સ્નેહી, પ્રગટ રમે ગોપીજનમાં. ૨૦
ગોપી—પ્રેમી જનસુ પ્રેમ વધારો, પ્રાંણ થકી લાગો પ્યારા.
ગોરસ પીજે કરૂણા કીજે, કમલ નયન કામણગારા.
મન કર્મ વચને માગુ મોહન નિમીષ નવ રહેશો ન્યારા.
પ્રીતમના સ્વામી શામળીઆ, શુદ્ધસ્નેહ જાણનહારા.૨૧
પ્રીતમદાસ—સ્નેહ વધાર્યો તાપ નીવાર્યો, પ્રેમ ધરિ ગોરસ પીધું.
વંદ્રાવનની કુંજ ગલનમાં, લાસ લાડિલ સુખ લીધું.
વ્રજજુવતી મોટાં બડ ભાગી, અભયદાન હરિએ દીધું.
સવૈયા બાવીસ સોહાગિ, પ્રેમસુધા સરોવર કીધું.
પ્રીતમના સ્વામી સંગ રમતાં, સુંદરીનું કારજ સીધું.૨૨

પદ ૧.

દાંણ સમાનાં.

કહાન—ઉભી રહેને આહિરડી, તું દાંણ અમારૂં આપ,

ત્રણ ભોવનમાં ભાંમનિ છે, છેલ છબીલાની છાપ. ઉભી.
મહિડું વેચવા માનુનિ તું, નિત્ય ઉઠીનેધાય;
અમને ગોરસ આપતાં, તને શી વિમાસણ થાય. ઊભી.
રત્ન જડીત ઉઢાંણી તારે, શીર સોનાનો માટ;
અંબૂજ વરણી આંખડી, અંગે ઓઢી લીધો ઘાટ. ઊભી.
સુંદર મૂખડું શોભતું, તારે કંઠે એકાવળહાર;
રૂપ શિરોમણી સુંદરી, પાયે નેપુરનો ઝમકાર. ઊભી.
જોબનના અભિમાંનમાં, નથી જાંણુતી જીવણપ્રાણ;
પ્રીતમનોસ્વામીશાંમળો,તેની કોણુનમાને આંણ.ઊભી.

પદ.

ગોપી.—જવાદેને તું જાદવા, શું રોકો સુંદર શ્યામ;
વાટે જાતાં વિઠલા, કોનું ન લીજે નામ. જાવાદેને.
તું દાંણી કયા દેશનો, કોણે કરી આપી છે છાપ;
અમલ કરોછો આવડો,શો કંશનેદેશોજવાબ.જાવાદેને.
મથુરાંથી મોહનજી, તમે આવ્યા ગોકુળ ગાંમ;
નંદજી ઘેર ઉછર્યા, નંદલાલ ધરાવ્યું નામ.જાવાદેને.
હું બેટી બ્રખુભાણુની, શ્રી રાધા મારૂં નામ.
પ્રીતમનાસ્વામીદાંણુની,રખેરાખતાહૈએહામ.જાવાદેને.

પદ ૩.

કહાન—કીયા ગામની ગોવાળણી, તને આવડુંશું અભિમાન;
બોલાવી નથી બોલતી, નથી આપતી ગોરસ દાણ. કીયા૦

જકાત છે જુમનાં તીરની, તે લઇશું લોપી લાજ;
જોર કરીને જુવતી, જવા નહિ પાંમો આજ. કીયા૦
વ્રજ વંદ્રાવન આપણું, નથી કોઈ તણો પરવેશ;
શિવ વિરંચી સારદા, કોઇ પાર ન પામે શેષ. કીયા૦
મન મોટું કર માંનની, નથી કઠણપણાનું કામ.
સનમુખ જોતાં સુંદરી, તને શો બેસે છે દામ. કીયા૦
અમને રાજી રાખતાં, તને કોઇ નથી કહેનાર;
પ્રીતમનો સ્વામી શામળો, છે અબળાનો આધાર. કીયા૦

પદ ૪.

ગોપી—મારગ મેલોને માવજી, શી આવડી ખેંચાતાણ;
મોટી થઇ મહી વેચતાં, નથી આપ્યું દહિનું દાણ. માર૦
નથી હીરાની ગાંઠડી, નથી હિમતણો વેહેપાર;
છેલ છબીલા છાસનો, શો આવડો પીવા પ્યાર. માર૦
ગોરસ પીવા પારકું, શું રાખો પુરણ પ્રેમ;
ગાળ ખાશો ગોપીતણી, થશે હૈડું ટાઢું હેમ. માર૦
હેતે પ્રીતે હારજીત, સૌ સોંપીએ તારે હાથ;
પ્રીતમના સ્વામી શામળા, છે મન માંન્યાની વાત. માર૦

---

દાંણ સમાનાં.

પદ.

રસિયો રીઝયા છે રંગમાં, કરી માનુનિ ઉપર મેર;

ગોરસ પીધું પ્રેમસુ, કાંઇ થઇ છે લીલ્લાલહેર. રસિયો. ૧
શાકરથી સ્વાદ છે, મિસરીથી મીઠું જોર;
અમૃત શું એ આગળે, એમ કહે છે નંદકીશોર. રસિયો. ૨
હસી બોલી સૌ સુંદરી, તમે જાંણુજો જીવન પ્રાણ;
વાલુ નથી કોઇએ તમથી, તને માત પિતાની આંણ. રસિયો. ૩
મહિને મેપે માવજી, મને મળવાનું છે વાલ;
દહાડી લેજો દાંણને, નિત્ય નેહ ધરી નંદલાલ. રસિયો. ૪
ગોપીને ગોવિંદને છે, પુરણ પ્રેમ વહેવાર;
પ્રીતમ કહે ગાય સાંભળે, કંઇ ધન્ય તેનો અવતાર. રસિયો. ૫

રાસનાં પદ ૧.

રાગ ગોડિ.

શરદ નિશાનો ચાંદલિયો તે, ઉદે થયો આકાશ જો.
સુંદર વન ફુલી રહ્યું, તેની શોભા થઇ ચોપાસ.
વાલે કુંજભોવન વેણું નાદ કર્યો. (ટેક.) ૧
અધર મધુર ધરી મોરલી, કાંઇ કર્યું રસિલું ગાન જો;
લોક ચતુરદશ મોહિ રહ્યા, કંઇ છાયો વ્યોમ વિમાન.
વાલે કુંજભોવન વેણું નાદ કર્યો. ૨
જીમનાં જળ સ્થંભિ રહ્યાં, કંઈ સૂકયાં તરૂવર ફુલ જો;
સ્વર શુણીને સુંદરી, તે શુદ્ધ બુદ્ધ સૌ ભુલ્યાંરે. વાલે કુંજ.
અવળાં આભ્રણ અંગ ધર્યાંને, અવળાં ઓઢયાં ચીર જો;

ચંચળ થઇને ચાલી ચતુરા, નવ રહી ધારણ ધીર. વાલે કુંજ.
અતિ આતુરમાં આવી તારૂણી, જાણે છે જુગદાર જો;
સનમુખ જૈ ચરણે નમી, કંઇ નિરખ્યા નંદકુમાર. વાલે કુંજ.
સુંદર મુગટ શોહ્યામણોને, નાસિકા નૈણ ઉદ્યોતજો;
કાને કુંડળ ઝળહળે, કાંઇ જુગ્મ રવિની જ્યોત. વાલે કુંજ.
કુસુમ કળીને તુળસી તણા, કાંઇ સ્ફાટિક મણીના હારજો;
પિતાંમ્બર દ્વિતી દાંમણી, કાંઇ ભાસે ઘન મોઝાર. વાલે કુંજ.
ભૂજ કંકણ કટિ સિંહની, કાંઈ કોટિક કામ લાજેજો;
પાયે નેપુર વિછીંઆતે, નર્ત તણે કાજેરે. વાલે કુંજ.
મન જોવાને માનુનિનું, બોલ્યા નવલ કિશોરજો;
અર્ધી નિશાએ કેમ આવીયાં, આ વેળા ચાલે ચોર. વાલે કુંજ.
પતિ તમારો પુછશે, શો ઉત્તર દેશો નારજો;
ધર્મ તમારો એહ છે, જે સેવવો નિજ ભરથાર. વાલે કુંજ.
વળતી બાળા બોલીઆં, સાંભળીએ ચતુરસુજાંણજો;
વેંણું બાણે મન વીંધીઆં, તેણે જાય અમારા પ્રાંણ. વાલે કુંજ.
તમે તો સોતન તજાવીઆં, ને તમે તજાવ્યો સંસારજો;
તમે તો વનમાં તેડીઆંને, તમે કરો તિરસકાર. વાલે કુંજ.
એવાં અમે કાચાં નહિ જે, ક્ષણું ક્ષણું ડોલે ચિતજો;
પંડ પડે પલટે નહિ, કાંઇ પુરસોત્તમ શું પ્રીત. વાલે કુંજ.
વચન સુણી વ્રીજનારનાં, હસી બોલ્યા સુંદરશ્યામજો;
પ્રીતમનો સ્વામી શાંમળો, સુખ સાગર રસનું ધામ. વાલે કુંજ.

રાગ કલ્યાણ-પદ. ૨.

વશ કીધાંરે વેંણુ વજાડી, વશ કીધાંરે વેંણુ વજાડી.
નીગમ ગાન કર્યું મોરલીમાં, માનુની મોહ પમાડિ. વશ૦
ખટદશ આભ્રણ અવળાં સજીયાં, અવળી ઓઢી અંગ સાડી. વશ૦
લોક લાજ મરજાદ વેદની, અબળાએ નાંખી ઉડાડી. વશ૦
ચંચળ થઇને ચાલી ચતુરા, જેને ગોઠડી ગોવિંદ શું ગાઢી. વશ૦
પ્રીતમનો પ્રભુ પ્રેમ સ્નેહિ, સુંદરીને રાસ રમાડી. વશ૦

પદ ૩.

રાગ સામેરી.

આવ્યો આસો આનંદકારિ, લક્ષ્મી વરે લીલા ધારી. ૧
શશી સોળકળા શુભધારી, વન પુલ્યું શોભા સારી. ૨
લીધી મોરલી હરીયે હાથ, કીધી ટેર ત્રિભોવન નાથ. ૩
મોહ્યા શિવ વિરંચી પેશ, મોહ્યો પવન કરે ન પ્રવેશ. ૪
મોહ્યાં શ્રી જુમનાંનાં નિર, મોહ્યાં વચ્છ પીએ નહિ ખીર. ૫
મોહ્યાં પશુ મૃગ મીન, મોહ્યાં રાગે થયાં રસ લીન. ૬
મોહ્યાં દ્રુમ લતા રજ રેત, મોહ્યા ઉડગણુ ઇંદુ સમેત. ૭
મોહ્યા મુનિ જોગી તપધારી, મોહ્યાં નાદે ભોવન દશચારી. ૮
મોહી ગોકુળ ગોપ કુમારિ, પ્રીતમના સ્વામીની પ્યારિ. ૯

સાખી.

વેંણુ વજાડો વિઠુલે, વંદ્રાવન મોઝાર,
વ્યાકુળ થઇ વ્રજ સુંદરી, મળવા દેવમોરાર.

### રાગ સામેરી.—પદ ૪.

મન મોહન મળવા કાજ, લોપી લોક કુટુંબની લાજ. ૧
અંગે અવળા સજ્યા શણગાર, નહિ દેહસું સ્નેહ લગાર. ૨
સેંથે કાજળ કુંકુંમ ગાલ, કીધી અરધી આડ લેલાટ. ૩
આંજી આંખડી એક અધુરી, પાયે પહેરી કંકણ ચુડી. ૪
ચરણ નેપુર કર્ણ સોહાવ્યા, કર્ણ ભુષણ હાથ બનાવ્યાં. ૫
ઓઢયો ચરણિયો પહેર્યા ચીર, ભુલી ભામનિ શુદ્ધ શરીર. ૬
ચાલી જે જેમ તે તેમ નાર, મૂકયાં મંદીર પતિ પરિવાર. ૭
મૂકયાં ખાન પાન સુખ સેજ, વશ્યું નેણમાં હરીનું તેજં. ૮
મૂકી માયા મોહને માંન, ધર્યું એક હરિનું ધ્યાન. ૯
ચાલી ચતુરા વૃંદે વૃંદ, ઉર ઉપજ્યો અતિ આનંદ. ૧૦
આવી જયાં છે નાગર નંદ, જોયા ગોપીવર ગોવિંદ. ૧૧
આવી સનમુખ નાંમ્યું શીશ, બોલ્યા ગિરધર ગોકુળાધિશ. ૧૨
પુરૂષોત્તમ જીવન પ્રાણ, સ્વામી પ્રીતમનો ચતુર સુજાણ. ૧૩

### સાખી.

મન જોવા માનાન તણું, બોલ્યા જુગદાધાર;
અરધી નિશાએ કેમ આવીઆં, વનમાં સૌ વ્રજનાર. ૧

### રાગ સામેરી—પદ ૫.

તમો અરધી નિશા કેમ આવ્યાં, કહો કામની કોણે બોલાવ્યાં. ૧
તમે માનુનિ મંન વિચારો, નાહ તારૂણી ધર્મ તમારો. ૨

જેણે અવર પુરૂષને વંધ્યા, તેની નિગમ કરે છે નિંદ્યા. ૩
હશે માત પિતા સુત ભ્રાત, પતિ પુછશે જ્યારે વાત. ૪
શો ઉત્તર દેશો નારિ, જુવો જુવતી રૂદિયે વિચારી. ૫
મહા ઘોર ભયંકર રેણી, માંનો સત્ય વચન મૃગનેણી. ૬
બોલ્યા પ્રેમે પ્રીતમનો સ્વામી, અલબેલો અંતરજામી. ૭

### સાખી.

ભોવન જાઓ સૌ ભાંમનિ, રાખી રૂદિયામાં રૂપ;
દર્શન કીધું અમતણું, શુંદર શ્યામ સ્વરૂપ. ૧

### રાગ સામેરી—પદ ૬.

ઉભી અબળા અતિ દુઃખ પામી, એ શું બોલ્યા અંતરજામી. ૧
અમો નથી અજાણે આવ્યાં, તમો તાંન કરી તેડાવ્યાં. ૨
સાચી પ્રીત તમારી સાથ, વાંકા બોલ ન બોલો નાથ. ૩
તમો જાત ભાત કુળ નાત, તમો માત પિતા સુત ભ્રાત. ૪
પરપુરૂષ તમો કેમ કહીએ, સદાચરણ તમારે રહીએ. ૫
તમો જગત પતિ જુગદીશ, તમો અખિલ ભોવનના ઇશ. ૬
સર્વ ધર્મ તણું ફળ એહ, નાથ તમસું કરવો નેહ. ૭
સ્વામી પ્રીતમનો જદુરાય, દેહ પડતાં નેહ ન જાય. ૮

### સાખી.

વચન શુણી વ્રજનારનાં, રીઝયા શ્રી ભગવાંન;
પાસે તેડી પ્રેમદા, આપ્યાં આદરમાન. ૧

## રાગ સામેરી પદ ૭.

રાસ મંડળ રસીએ કીધો, નટવેશ જદુવર લીધો. ૧
ફૂલ્યાં કનક કમળ વનરાએ, મધ્ય મધુકર ગોકુળરાએ. ૨
સુખ શોભા વરણવી ન જાએ, જેને નિગમ નિરંતર ગાએ. ૩
બહુ ચતુરા રહી ચોપાસ, રચ્યો રસીએ રાસ વિલાસ. ૪
ગોપી ગાન મધુરૂં ગાએ, વચ્ચે વેંણુ વાલોજી વાએ. ૫
તાળી તાળનું તાંન મેળાવે, નારી નેણે નેહ જણાવે. ૬
કોઇએ કર્યા અંબુજ આહાર, મધ્ય માંણક હાટક હાર. ૭
એવી અદ્ભુત લીલા અપાર, માંણે માનુનિ રાસ વિહાર. ૮
આવ્યું અબળાને અભિમાંન, હરી થઈ ગયા અંતરધ્યાન. ૯
પ્રભુ પ્રીતમનો પ્રેમ સ્નેહી, રહ્યો અંતર ઓથો લેઇ. ૧૦

### સાખી.

અંતર ઓથો લેઇ રહ્યો, અખિલ ભોવનનો ભૂપ;
અખંડ વિહારી વાલમો, અકળ આનંદ સ્વરૂપ. ૧

### પદ ૮.

શોક સુંદરી પામી અપાર, તેતો આપણે અહંકાર. ૧
જેમ ધનવંત હોયે નિરધંન, એમ થઇ સૌ જુવતી જંન. ૨
પૂછે ગુલમ લતા દ્રુમવેલી, કહીં દીઠા શ્યામ સાહેલી. ૩
પૂછે વંદાને વિશ્વાસે, પ્રભુ છે કાંઇ તારી પાસે. ૪

માનુનિ મૃગ મોરને પૂછે, આપોને ઉત્તર શું છે. ૫
શે નવ બોલો દ્રુમ ઉદાસિ, જેવા નિર્દય તીરથવાસી. ૬
એવાં કહેતી વચન અનેક, જોતી ચરણ કમળ રજ રેખ. ૭
આવી રવિ તાનયાની તીર, કીધું રૂદન મૂકી ધીર. ૮
એક બાળા બોલી તહીં, રચો ખેલ અનોપમ અહીં. ૯
નાથ વિના ક્ષણ નવ રહેવાય, કરો હરિ મળવાનો ઉપાય. ૧૦
એક નારિ થઇ નંદરાય, બળદેવ જસોદા માય. ૧૧
એકે નાંમ ધર્યું નંદલાલ, સ્તન પાંન કરે ગોપાળ. ૧૨
એક પૂતનાં થઇને આવી, તેને મિથ્યા મરણ પમાડી. ૧૩
વચ્છ કેસી અઘાસૂર એક, ધર્યો ધનુષ વ્યોમાસુર વેશ. ૧૪
એકે ગીરી ગોવર્ધન ધાર્યો, એકે ઇંદ્રનો ગર્વ ઉતાર્યો. ૧૫
એક કદમ ચડે ચીર ચોરી, એક રોકે ગોપ કિશોરિ. ૧૬
એક દાંણી થઇને દાંણ માગે, એક માટ ઘાટ પર ભાગે. ૧૭
એક શંખ ચુડ થઈ આવ્યો, તેને મારીને હાર મનાવ્યો. ૧૮
એક કૃષ્ન ચરાવે ગાય, તે તો ગોપીનું ગોરસ ખાય. ૧૯
એવો રંગ જોઇ હરિ રીઝયા, ભામનિઓને ભાવે ભીંજ્યા. ૨૦
આવી પ્રગટયા અંતરજામી, પ્રમે પ્રીતમનો સ્વામી. ૨૧

## સાખી.

અબળાને આવી મળ્યા, ગુંણવંત ગિરધરલાલ;
વદન સુધાકર જોઇને, રૂદિયે વાધ્યું વાલ. ૧

પદ ૯.

રાગ ઉપર પ્રમાણે.

એક સુંદર શોભા ના લે, એક પલક ન પાછી વાળે. ૧
એક ઉભી પિતામ્બર સાહી, એક આવી અંગ લપટાઇ. ૨
એક સનમુખરહી કરજોડી,એક માનનિ રહી મુખ મોડી. ૩
એક ભાવે ભૂજા ભરી ચોંપે, એક અમર પાથરી આપે. ૪
આવી બેઠા આનંદકારી, ફરી વિંટી વળી વ્રજનારી. ૫
પૂછે પ્રશ્ન કૃષ્ણને પ્રીતે, આપો ઉત્તર રસની રીતે. ૬
ફરી રાસ રચ્યો જદુરાએ, જેની શોભા વર્ણવી ન જાએ. ૭
એક એક ગોપીને ગોવિંદ, અલબેલો આનંદ કંદ. ૮
ફરતી ગાંન કરે વ્રજબાળા, કોકિલા કંઠ રસાળા. ૯
ઝમકે ઝાંઝર ઘૂઘરી ઘોર, ઘમઘમ નાચે નંદકિશોર. ૧૦
જોઇ મનમથે મૂકયું માન,પડયો પૃથ્વીનહિ શુદ્ધને શાન.૧૧
રતિ લેઇ નાઠા નિરધાર, એવી અદ્દભૂત લીલા સાર. ૧૨
જેથી અળગો કામ વિકાર, રસ પુરણ પ્રેમ વહેવાર. ૧૩
સ્વામી પ્રીતમનો પુર્ણાનંદ, જેને ભજતાં ટળે ભવફંદ. ૧૪

સાખી.

પરમ પવિત્ર ચરિત્ર શુભ, શેષ ન પામે પાર;
નિગમ નિરંતર વર્ણવે, લીલા અગમ અપાર, ૧

પદ ૧૦ રાગ ગોડી.

આવ્યા રવિ તનીયા તીર, જળ ક્રિડા કરી જદુવીર, ૧

છાંટે ઉદક અંગો અંગ, જેવો ભમ્મર કમળને રંગ. ૨
અંગે આભ્રણુ અમર ધાર્યાં, આપી આજ્ઞા સદન સધાર્યા. ૩
લીલા અખંડ ગોપી જન માણે, તેનો પાર સંસાર ન જાણે. ૪
ધન્ય ગોકુળ ગોપી ગાયે, ધન્ય દ્રુમલતા ગિરિરાયે. ૫
ધન્ય શ્રી જુમનાનું તિર, ધન્ય કુલન કુંજક તિર. ૬
ધન્ય પાવન બારવંન, ધન્ય ગોવિંદ ગોપીજંન. ૭
વ્રજભોમી કમળ આકાર, હોયે પ્રાત ઘણો વિસ્તાર. ૮
નિશ્ચે પાંખડીઓ મળી જાએ, માટે સહેજે સમાગમ થાય. ૯
ગોપી જૂથ અનેક અપાર, રસિયાનો અખંડ વિહાર. ૧૦
રાધા મોહન રાસ વિહારી, પ્રીતે પ્રીતમ જાએ બલિહારી. ૧૧

સાખી.

લીલા દેવી રાધકા, ભૂદેવી સત્યભામા પાસ.
શ્રીદેવી સિંધુ સુતા, વૈકુંઠ લીલા વિલાસ;
અમૃત સાગર હરિ કથા, કોઇ રસીક જન ગાય.
સ્નેહ ધરીજે સાંભળે, તો પતીત પાવન થાય.

રાસનાં પદ ૧.

રાગ કાલેરો.

રસીયા રાસ રમાડો અમને, આવ્યાં એવું જાંણીરે;
વેણું નાદે વ્યાકુળ કીધાં, તનમન લીધાં તાણીરે. ૧
રસીયા રાસ રમાડો અમને. ( ટેક. )

સુંદર શ્યામ કામ પરિપૂરણુ, તમને તજી કહાં જઇએરે;
અંતરજાંમી છો અલબેલા, તો ઝાઝું શું કહિયેરે. રસીયા૦ ૨
અમો અબળાને આશા તમારી, હેતે હસી બોલાવોરે;
પ્રીતમનાસ્વામીશામળીઆ,પ્રણુતપાલપ્રભુકહાવોરે.રસીયા૦ ૩

પદ ૨.

શ્રી વંદ્રાવન રસીક રમણુરંગ, સુંદર શરદ શુભ ચંદ્રપ્રકાશ.
બંશીબટ જમુના ત્રટ કૂલન, રચ્યો રસિકવર રાસ વિલાસ. શ્રી૦
એક એક ગોપી ગોપી સંગ ગીરધર, તાંન માંન છંદ ભેદ અપાર;
મધુર મધુર સ્વર વેણુ વજાડે, નરતે નરતે નાચે નાર. શ્રી૦
અંબૂજ લોચન આનંદકારી, અખંડ વિહારી અકળ સ્વરૂપ;
ગુણાતિત ગોપીવર ગોવિંદ, ભોવન ચતુરદશ કેરો ભૂપ. શ્રી૦
જનમન રંજન ભવભય ભંજન, શુર સજન સેવે પદ સાર;
પ્રીતમનો પ્રભુ પ્રેમ સ્નેહી, પ્રેમી જનનો પ્રાણુ આધાર. શ્રી૦

પદ ૩.

રાસ મંડલમાં રંગભેર રમતાં, અબળાને આવ્યું અભિમાન;
અંતરજામી છે અલબેલો, એક ક્ષણુમાં થયા અંતર્ધ્યાન. રાસ૦
સુંદરી સર્વે થઇ શોકાતુર, નેણે ન દીઠા નંદકુમાર;
વૃક્ષ વેલિ વસુધાને પૂછે, ક્રેડે વ્યાકુળ સૌ વ્રજની નાર. રાસ૦
માનુની મૃગ મંડલીને પૂછે, શો ન બોલો નરહે નઠોર;
લોચન તારાં અતિ રંગીલાં;જાણે નિરખ્યા હોય નંદકીશોર.રાસ૦
તુળસી તું કલ્યાણી કહાવે, કહે અમને ભૂદરની ભાળ;

ગુલમ લતા દિસે પ્રફુલિત, પર્મ મુદિત પરશ્યા ગોપાલ. રાસ૦
કુંમ તમો બહુ ધીરજ ધારી, સેં નવ આપો ઉત્તર આજ;
તીર્થવાસી લોકતણી પેરે, કઠણપણું કિધૂં કોણ કાજ. રાસ૦
જોઇ જોઇ જુવતી સૌ થાકી, કંઈ દિઠા નહિ શ્યામ શરીર,
પ્રીતમના સ્વામીને મળવા, રચ્યો ખેલ રવિ તનીયા તીર. રાસ૦

પદ ૪.

નૌતમ ખેલ કર્યો ગોપીજન, હરિ મળવા મન વાધ્યું વ્હાલ;
એક જુવતી જસોદા થઇ બેઠી, એક થઇ નેહે નંદલાલ. નૌ૦
એક અબળા પૂતના થઇ આવી, તેનો મિથ્યા પ્રાણ હર્યો;
જુવતી જુગમ થઈ જમલા અર્જુન, તેહ તણો ઓધાર કર્યો. નૌ૦
સકટ તૃણ વૃત અઘ વચ્છાસુર, ધેનુક પ્રલંભ પમાડયા પતંન;
ચોર્યો ચિર દાવાનલ પીધો, લીધો લટકે ગોવરધન. નૌ૦
અદભૂત ખેલ અલોકિક લીલા, જોઈ રીઝયા મન જુગદાધાર;
પ્રીતમનો પ્રભુ પ્રેમ સ્નેહી, પ્રગટયા મધ્ય મંડળી મેઝાર. નૌ૦

પદ ૫

શ્રીમુખ ચંદ્ર ચકોર ભામની, નીરખે નેહે નેણભરી;
પૂછ્યું પ્રશ્ન કૃષ્ણ કરે ઉત્તર, રાસ મંડપ ફરી રચના કરી. શ્રીમુખ૦
વેંણા વેંણુ મૃદંગ ઝાલરી, રમક ઝમક તે તાન તરંગ;
અંગસુ અંગ પરસ પર ચુંબન, કમળ પરભમે ભ્રંગ. શ્રીમુખ૦
અબળાનો આંબો કરી વેડે, નારી કુંજર નૌતમ ખેલે;
પ્રીતમના સ્વામી સંગ રમતાં, રાસમંડળમાં રંગનીરેલ. શ્રીમુખ૦

## રાસનાં. પદ ૧.

ગોપી—સાંભળ સ્નેહ ધરી સજની, રૂડી શરદ તણી રજની;
વહાલે વાંસલડી વાઇ, જુવતી જોવાને ધાઇ. ૧
અવળા અંગ સજ્યા શણુગાર, મુકયાં મંદિર પતિ પરિવાર;
ચતુરા ચુપ કરી ચાલી, ગોપી ગિરધરને વાલી. ૨
વેગે વંદ્રાવન આવી, મોહુનના મનમાં ભાવી;
નેહે નિરખ્યા નંદનોલાલ, હેતભરી સો હાલ બેહાલ. ૩
પ્રીતમનો સ્વામી છે રસિયો, હરીવર હૈડામાં વસિયો;

## પદ ૨.

કૃષ્ણ—બોલ્યા સુંદરવર સજની, કેમ આવ્યાં અબળા બ્રજની;
નારી નિર્લજ નવ થઇએ, આપણા ભોવન વિષે રહીએ.૧
લોપી લોક તણી લજ્યા, તારૂણી કેમ ભરથાર તજ્યા;
જેણે અવર પુરૂષ વંધા, તેની નિગમ કરે નિંદા. ૨
લાગે કુડુ કલંક કુળમાં, બાળા બૂડે ભવજળમાં;
જાઓ જેમ જાણે નહીકોએ, જુગમાં હાંશી નવ હોએ.૩
બોલ્યા પ્રીતમનો સ્વામી, માનુની મનમાં દુઃખ પામી;

## પદ ૩.

એક ઉભી રહી અબળા, સૌકો શોચ કરે સબળા;
ચતુરા ચીતવતી હરીને, આપે ઉત્તર તે ફરીને. ૧
વાલા તમે તેડી બ્રજનાર, તેડી તમે કરો તિરસ્કાર;

એવું ન ઘટે તમને નાથ, વાંકું બોલોછો અમ સાથ. ૨
સુત વિત જે સંસાર તજે, કુળ વહેવાર ન રાખે રજે;
તે તમને પામે પ્રાણી, શ્રીમુખની એવી વાણી. ૩
તે માટે કીધુ સૌ ત્યાગ, હરિ મળવા ઉપજ્યો અનુરાગ;
પ્રીતમના સ્વામી સંગે, તનમન રીઝયું છે રંગે. ૪

પદ ૪.

વચન શુણી વંદ્રાવન ચંદ, હેતે હશી બોલ્યા ગોવિંદ:
જુવતી જોયું તમારૂં મન, મુજને વશ્ય કીધો વ્રીજજન. ૧
તમને રંગે રમાડુ રાસ, રૂદિયે પ્રગટયો પ્રેમ વિલાસ;
સુંદર વન ફૂલ્યું ચોપાસ, પુરણ ઈંદુ ચઢયો આકાશ. ૨
કીધી માનુનીની મંડળી; ફરતી ફૂલી કુસુમ કળી;
મધ્યે મધુકર મોહનલાલ, બિચ બિચ વાહે વેણુ રસાળ. ૩
એક એક ગોપિને ગોવિંદ, કંકણુ નેપુર નૌતમ છંદ;
રમઝમ રમઝમ ઝાંઝર ઝેર, કંચન કોટ બન્યો ચોફેર. ૪
રસની રઢ વળી રમતાં, કીધાં માનુનીને ગમતાં;
ભમર ભેદ કરે બાળા, જેમ ઘન માંહે તડીત માલા. ૫
નભમાં શૂર વિનતા નીરખે, ચંદન કુસુમ ઘણાં વરશે;
જૂમનાં જળ ક્રીડા કીધી, આજ્ઞા અબળાને દીધી. ૬
જે વંદ્રાવન કીધો રાસ, શુક્ષ્મ ભાંખે શુકજી વ્યાસ;
પ્રીતમનો સ્વામી ન્યારો, સૌ માંહે સોથી ન્યારો. ૭

## પદ રાસનાં રાગ સામેરી.

### પદ ૧.

વંદ્રાવન રૂડુરે સજની રસ ભર્યુંરે, રૂડુ રવિ તનીયાનું તીર;
કુંજ કુંજ ક્રીડા શ્રી કૃષ્ણુનીરે, સુંદર શ્યામ શરીર. વં૦
ઠોર ઠોર ફુલી વૃક્ષ વેલડીરે, ઘેર ઘેર કળી કુસુમ પ્રકાશ;
ઠોર ઠોર મધુકરની મંડલીરે, ઠોર ઠોર રસિયાનો રાસ. વં૦
પંખી બોલે બહુ રળિયામણાંરે, કોકીલા ચાતુક મોર ચકોર.
વચન અમૃત ધૂની આનંદે ઉચરેરે,જહાં ત્યાંતરતનનંદકીશોર.વં૦
અખંડ રમણુ રાધા માધવતણુંરે, લીલા સિંધુ લહેરે જાએ;
પ્રીતમ કોઇ પ્રેમી જન ઝીલશેરે, એ સુખ તજી કોઇ અન્ય
ન સોહાએ. વં૦

### પદ ૨.

રંગ વધાર્યોરે રસિએ રાસમાંરે, અબળાને ઉપજાવ્યો આનંદ;
અધર સુધારસ પાયો પીધલોરે, ચોદશ બીજ જુવતીનાં વ્રંદ. ૧
હાસ્ય પરસ્પર નાગર નાગરીરે, પુરણુ પુર્યા મનના કોડ;
ફરતીવીંટલાઇ વનીતા વેડલીરે,મધ્યે મોહનચાંપલીઆનો છોડ.
પિક વેંણી મૃગનેણી માનનીરે, શશી વદની સૌ નાર;
નવઘન ઘેર્યા તડીત માળાવોરે, શોભા દીસે અપરમપાર.
હરિ મુખ નીરખે ભાવે ભામનીરે, જેમ શશી ચીતવે ચકોર;
પ્રેમ સ્નેહી પ્રભુ પ્રીતમ તણોરે, નટવર નાગર નંદકીશોર.

પદ ૩.

શરદની રેણીરે સુંદર શોહ્યામણીરે, ઉગ્યો સોળ કળાનો ચંદ;
વેણુ વજાડીને તેડી સૌ સુંદરીરે, સૌને ઉપજાવ્યો આનંદ. શ૦
કુરમીત વનની શોભા જોઈનેરે, રૂદિયે રીઝયા શ્રી ગોવિંદ;
શ્રીમુખ સરખાં અંબુજ ઉઘડ્યાંરે, ઠોર ઠોર વિનતાનાં વૃંદ. શ૦
નર્તે નરતે નાચે નાગરીરે, તેમ તેમ મેલે છબીલો છંદ:
રાધા મૂખ પંકજ મધુકર હરિરે, માણે પરસ્પર રસ મુકરંદ. શ૦
હીરા હાટક મધ્યે મકરાકૃત મણીરે, શોભા અદ્ભૂત આનંદ કંદ;
શૂરનર નિગમ ન જાંણે તેહુનેરે, શું વર્ણવે પ્રીતમ મતિમંદ. શ૦

પદ ૪.

ધન્ય ધન્ય વંદ્રાવન રળીયામણુંરે, જહાં રસિયાનો રંગ વિલાસ;
શારદ નારદ અજ ઉમીયા પતિરે, વંછે વૃજ વંદ્રાવન વાસ. ૧
ગોકુળ લીલારે તે ગૌ લોકનીરે, ભૂતળ રચ્યો રસિકવર ખેલ;
કનક મણીમય ભોમી રંગ ભરીરે, સુરતરૂ થઇ ફૂલ્યાં વૃક્ષ વેલ. ૨
વિર્જા શ્રી જુમનાંજી જાણજોરે, સતશ્રૃંગ ચિંતામણી ગિરીરાજ;
આહિર કન્યા સખીનીજ ધામનીરે, કામધેન સૌ સુરભીસમાજ. ૩
બીજ ભોમી અંબુજ આકાર છેરે, સંધ્યા સંપટ પ્રાતઃ પ્રકાસ:
બારેમાસ વસંત વિરાજતોરે, પીયા પ્યારિનો અખંડ વિલાસ. ૪
સુખ અંકીત પદ અંકીત ભોમકારે, મહિમા મોટો અગમઅપાર;
પ્રીતમ કોએ પ્રેમી જન પીછશેરે, ઇચ્છે વૃજ મંડળ અવતાર. ૫

## રાગ સામેરી.

### પદ ૧.

મહાવન વાગેરે મધુરીસી મોરલીરે, સુંદર ગાયો સામેરી રાગ;
શુદ્ધ બુદ્ધ ભુલીરે સૌકો ભામનીરે, અંતર ઉપજ્યો અતિ અનુરાગ. ૧
શ્રવણે સુણીનેરે સર્વે નીસરીરે, ચાલી જે જેમ તે તેમ નાર;
લોક વેદની લજ્યા નવ ગણીરે, મન વૃતિ થઇ કૃષ્ણકાર. ૨
કુંજ ભોવનમાં આવી કાંમનીરે, જ્યાં છે જીવણ જુગદાધાર;
પૂરણ પ્રેમે પ્રેમદા પાએ નમ્યાંરે, નિરખ્યા નાગર મંદ કુમાર.૩
રોષ ધરિને રસિયો બોલીઓરે, અર્ધ નિશા આવ્યાં કેમનાર.
ધર્મ તમારોરે તારૂણી તમો તજ્યાંરે, ભજ્યાં કેમ મનમાં અન્ય ભરથાર. ૪
સુંદર વનની શોભા જોઇનેરે, જુવતીજાઓ તમારે ઘેર.
પ્રીતમ પ્રભુનો એણીપેરે ઉચર્યારે, વાલાજીનાં વચન સાંભળ્યાં કાન. ૫

### પદ ૨.

વળતાં વ્રજબાળા એમ બોલીઆંરે,
સાંભળો શામળા ચતુર સુજાણ.
શબ્દ તમારારે સાલે મનવિષેરે,
તેણે જાએ અમારા પ્રાણ. વળતાં વ્રજ. ૧

શા માટે તેડ્યાં તમો વહાલા વનવિષેરે,
હવે તરછોડો તે તક નોહે.
કેમ કરી જૈએરે પ્રભુ પાછાં ફરિરે,
જો કોઇ ગામ ઠામ ઘર હોએ. વળતાં વ્રજ. ૨
સકળ ધર્મનું હારદ છો તમોરે,
તે હરી આવ્યા અમારે હાથ.
જે કોઈ પૂછે તેને પરમોધજોરે,
કહેજો કર્મ ધર્મની વાત. વળતાં વ્રજ. ૩
નાથ અજાણે અમો નથી આવીઆંરે,
ઓળખ્યા અખિલ ભોવન પતીરાએ.
પ્રીતમ પ્રભુને પ્રગટાવીઓરે,
દેહ પડે પણ નેહ ન જાએ. વળતાં વ્રજ. ૪

પદ ૩.

ચતુર શિરોમણ સુંદરી સાંભળોરે, જોવા જુવતી કેરૂં મન.
કરડી કટાક્ષે કરિને ભાળીયુંરે, રાસમાં તેડ્યાં રસિયાં જન. ૧.
મોહને માનુનીતણી મંડળી કરીરે, મધ્યે નટવર નંદ કુંમાર;
એક એક કેશરે કર કરમાં ગ્રહિરે, જાણું મણી મર્કત હાટકહાર. ૨.
તાંન મન ધ્યાંન સ્વર સાતમેરે, સાથે ઉઠે સર્વના સોર;
અંત્રિક્ષ અમર કુસુમ વરસ્યા કરેરે, બોલે જે જુગલ કિશોર. ૩.
કોટ કંદ્રપ કળાવન શ્રી કૃષ્ણજીરે, મનમથના મનમથ મોરાર;
ત્યાં રતિ પતી આવિયોરે, પેખી પડીઓ પૃથ્વી મોઝાર. ૪.

એવી અદભૂત લીલા જોઇને જો, આવ્યું અબળાને અભિમાન.
અંતરજામી પ્રભુ પ્રીતમતણોરે, અર્ધ ક્ષણું માં હુવા અંતરધ્યાન. ૫.

પદ ૪.

સુંદરી સર્વે શોકાતુર થઇરે, જેમ કાંઇ ધનવંત થાએ નિર્ધન;
વાલાને વિજોગેરે વન વ્યાકુળ ફરેરે, ગદ ગદ કંઠે વદે વચન૦
સુંદરી સર્વે. ૧.
માનુની જઇ પૂછે મૃગ મોરરે, દ્રુમ વેલી સાથે સંવાદ;
શામળીઆ સ્નેહરે શે બોલો નહીરે, કુંજકુંજમાં કરતી સૌ સાદ. ૨.
અમો અબળા પર રોષ ન રાખીએરે, છો તમો કુરણાસિંધુ મોરાર;
દોષ અમારા અમશિર રીઝીએરે, કરતી તનમનને તુચ્છકાર. ૩.
કોટ કલ્પ તે પલકને અંતરેરે, અમો અબળાએ કેમ સહેવાએ;
અનેક વિઘનથી શીદ ઉગારીઆંરે, દાઝવા દેવાતાં દાવાનળમાંહી. ૪.
જુમનાંની તીરેરે તારૂણી ટોળે મળીરે, માંડયો હરિઆવવાનો ઉપાય;
કૃષ્ણ સ્વરૂપ ધર્યું એક કામનીરે, મુગટ કુંડળ મોરલી માંહે. ૫.
પરમ પવિત્ર ચરિત્ર જે હરીતણાંરે, ગોપીકા ગાએ ગીત રસાલ;
પ્રભુ પ્રીતમને [illegible] યારે, ગુણવંત ગિરધરવર ગોપાલ. ૬.

---

[illegible]દ રાસનાં.
[illegible]ગ સામેરી.
પદ ૫.

રસિયો પધાર્યા રંગભર રાસમાંરે, અબળા પામી અતિ આનંદ;

નવલલાલ માનુની ફુલી કમોદનીરે, જળહળ જોઇને શ્રીમુખચંદ. ૧.
ચતુરા જઇ કોઓ ચરણે નમેરે, કોઇ ભુજ ભરી ભેટે નાથ;
કોઇ પીતાંમ્બર ગ્રહિને પ્રેમશુંરે, સ્નેહે ચાંપે રૂદિયા સાથ. ૨.
કહે કેમ ગયાતા ગિરધર વહાલાઇનેરે, હવે હરિ આવ્યા અમારે હાથ;
પ્રેમદાએ પોતાનાં પટ પાથર્યાંરે, સૌની સનમુખ બેઠા નાથ. ૩.
માનુનીના મનના મનોરથ પુરીયારે, રસિયે રચીઓ રાસવિલાસ;
અધર મધૂર રસ પ્રેમેથી નમીરે, પ્રસન્ન કીધાં લઇને પાસ. ૪.
તે ગુણ વચને કેમ જાએ વર્ણવ્યું રે, જાણે જુવતી જાણનહાર;
પ્રેમ સ્નેહી પ્રભુ પ્રીતમ તણોરે, કહાવે અબળા તણો આધાર. ૫.

---

## રાગ રાસનો.

### પદ. ૧

ઓરા આવો આનંદ કંદ,　છેલું જોઇનેરે.
વિઠ્ઠલ વર વંદ્રાવન ચંદ,　"　૧
સુંદર મુગટ ચંદ્રિકા શિષ,　"　૨
કાને કુંડળ કંઠે હાર,　"　૩
કેસર તીલક ધર્યું છે ભાલ,　"　૪
અધર અરૂણ રંગ ઝાકઝમાળ,　"　૫
અતિ અણીયાળાં અંબુજ નેણ,　"　૬
મુખનાં વહાલાં લાગે વેણ,　"　૭

નાસા મોતી જોતિ રાસ, „ ૮
સોભા સૂરજ કોટી પ્રકાશ, „ ૯
ઉરે વેજંતી માળા વિસાલ, „ ૧૦
બાજુ પોંચી રત્ન જડાવ, „ ૧૧
કટી કંદોરો કંકણી ઝેંઝ, „ ૧૨
પીતવસન તન પરમ સ્નેહ, „ ૧૩
ચરણે ચહેન સુભદાયક ચાર, „ ૧૪
નૌતમ નેપુરનો ઝમકાર, „ ૧૫
પદ પંકજ રજ પાવન સાર, „ ૧૬
સેવે સિંધુ સૂતા ત્રિપુરાર, „ ૧૭
તારા ચરણ કમળનો દાસ, „ ૧૮
રહેશુ પ્રેમ ધરીને પાસ, „ ૧૯
નખ શિખ નિરખુ નંદકિશોર, „ ૨૦
છોજી ચતુરાના ચિત્ત ચોર, „ ૨૧
પ્રભુ પ્રીતમનો પ્રાણ જીવન. „ ૨૨
નિત્ય નિત્ય તમારા ગુણ દરસું, „ ૨૩

પદ ૨.

સુંદર શરદ પુનમની રાત, આનંદ ઉપજ્યોરે. ૧
હરિએ મોરલી લીધી હાથ. „ ૨
ગિરધરે ગાયો રસીલો રાગ. „ ૩
નહિ ડોલ્યા નવકુળ નાગ. „ ૪

ડોલ્યા ડુંગર મેરૂ મહી. ,, ૫
વહેતી જમુના સ્થિર થઈ. ,, ૬
થંભ્યો પવન ગગન નિરવાણ. ,, ૭
પાણી થઇ ચાલ્યા પાસાણ. ,, ૮
સૂકે તરૂ આવ્યાં ફળ ફૂલ. ,, ૯
ગોકુળ ગોપીએ સાંભળ્યું. ,, ૧૦
સૂણતાં વ્યાકુળ થઇ વ્રજનાર. ,, ૧૧
ઉઠી હીંડી હારો હાર. ,, ૧૨
અવળા અંગ સજ્યા શણગાર. ,, ૧૩
મૂક્યાં મંદિર પતી પરિવાર. ,, ૧૪
ચિત્ત વ્રતિ થૈ કૃષ્ણાકાર. ,, ૧૫
શત્રુ રૂપ થયો સંસાર. ,, ૧૬
વેગે આવ્યાં વન મોઝાર. ,, ૧૭
નેહે નિરખ્યા નંદકુમાર. ,, ૧૮
પ્રભુ પ્રીતમનો પ્રાણ આધાર. ,, ૧૯
રસિયો વસીઓ રૂદિયા મોઝાર. ,, ૨૦

---

## વધાઇ.

### રાગ. ધોળ.

નંદજીના ભાગ્યતણો નહિ પારરે,

જેને ઘેર ઇશ્વરનો અવતારરે. ૧
જપ તપ જોગયજ્ઞ વ્રતદાંનરે,
સાધન મુક્તિ સમરણ ધ્યાંનરે. ૨
તેનું ફળ કમળ નયન શ્રી કૃષ્ણરે,
જેને જોઇ જગત થાએ સહુ પ્રસન્નરે. ૩
જેનાં રોમ કૂપ વિષે બ્રહ્માંડરે,
જે અવિનાશી અકળ અખંડરે. ૪
તેને જસોદાજી કરાવે પયપાંનરે,
જેનું શીવ બ્રહ્મા ધરે છે ધ્યાનરે. ૫
પોઢાડે પારણે પૂરણ પ્રીતેરે,
કરે સત્રુ લીલા નૌતમ નીત્યરે. ૬
ત્રીભોવન મોહન મંગળકારીરે,
અંગ અંગ રતિવર કોટીક વારીરે. ૭
વ્રીજ વધુ વેગે વધાવાને આવેરે,
બહુ પેર પૂજા સામગ્રી લાવેરે. ૮
કરધર્યા કંચન કેરા થાળરે,
શ્રીફળ ફોફળ અક્ષત માળરે. ૯
મળી મળી માનુની મંગળગાયરે,
ઉલટ આનંદ અંગ ન માયરે. ૧૦
તરીઆ તોરણ બારણે બંધાવેરે,
મણી મુક્તાના ચોક પુરાવેરે. ૧૧

આંગણે કદળીના સ્તંભ રોપાવેરે,
શેરડીએ સઘળે સુગંધ સીંચાવેરે. ૧૨
ઘેર ઘેર આનંદ ઓચ્છવ થાયરે,
થેઇ થેઇ ગોપાળા નાચીને ગાયેરે. ૧૩
બીજ રહ્યું સુવર્ણ ફૂલે ફૂલીરે,
શોભા જોઇ સુરપતી ગયો મન ભૂલીરે. ૧૪
આઠે પહોર અમ્રતના મેહુ વરસેરે,
હીરા મણી હેમના ડુંગર દીસેરે. ૧૫
સૂરજ પુત્રીને પ્રેમ અપારરે,
મુજમાંહી કરશે રંગવિહારરે. ૧૬
હરખ્યાં ગૌ ગોપી ગિરીરાજરે,
હરખ્યા સૂરનર સકળ સમાજરે. ૧૭
હરખ્યા પશુ પંખી મૃગ મીનરે,
હરખ્યા હરિજન પરમ પ્રવીણરે. ૧૮
હરખ્યું વંદ્રાવન વૃક્ષ વેલીરે,
દશ દિશા આનંદ રંગની રેલીરે. ૧૯
નીજ જન તનના તાપ નિવાર્યારે,
દુષ્ટ ભોમી ભાર ઉતાર્યોરે. ૨૦
પ્રભુજીએ પ્રથમ પુતના*મારીરે,
ગઇ સૂર લોક પાછી ન પધારીરે. ૨૧
સકટાસૂર તરણાવ્રતને તાર્યોરે,

ધેનુષ વચ્છાસુર પ્રલવ સંહાર્યોરે. ૨૨
અઘાસૂર બગાસૂરને કેશીરે,
પ્રસભાસુર વ્યોમાસૂર દ્વેશીરરે. ૨૩
એવા અસૂરતણો અંત આણ્યોરે,
સંખ ચૂડા કેશ ગ્રહીને તાંણ્યોરે. ૨૪
કાળીનાગ કાળિંદ્રીથી કાઢયોરે,
વ્રીજવાસી લોક આનંદ પમાડ્યાંરે. ૨૫
ગોપીવરે ગોવર્ધન કરધાર્યોરે,
એણીપેરે ઇંદ્રનો ગર્વ ઉતાર્યોરે. ૨૬
વાલોજીતો વનમાં વાછરૂ ચારેરે,
ગુંજમાળ મોર પીંછ શીર ધારેરે, ૨૭
દ્રુમ ચઢી પંખીની ભાષા બોલેરે,
ડરે નહિ ડાળ ગ્રહીને ડોલેરે. ૨૮
મોરલીમાં સુરભીનું નાંમ લઇ બોલાવેરે,
તતક્ષણ તે ત્યાં દોડીને આવેરે. ૨૯
એમ ક્રીડા કરે તે બારે વનરે,
સંગે સહુ ગોપતણા તે તનરે. ૩૦
જેહ નિગમે વર્ણવ્યો ન જાયેરે,
તે પ્રભુ એંઠું આહીરડાંનું ખાયેરે. ૩૧
વીરંચીએ વાછરૂ હરીને લીધાંરે,
તેણીવાર તતક્ષણે તેવાં કીધાંરે. ૩૨

અદ્‌ભુત લીલા અજને દેખાડીરે,
કીરપા કરી અનુભવ આંખ ઉઘાડીરે. ૩૩
ત્રીભાવનપતિ ધરે જ્યાં પાયેરે,
ધરણીને રેણું કુંકુંમ થાયેરે. ૩૪
મોર ચકોર કોકીલા કીરરે,
શીતળમંદ સુગંધ સમીરરે. ૩૫
કુસુમ કુંજ ભોવન કહેવાયેરે,
સુંદર મોહ મનોહર થાયેરે. ૩૬
સુખડું તે શ્યામ શ્યામાને આપેરે,
વાલાજી શું વહાલ ઘણેરૂં વ્યાપેરે. ૩૭
બ્રજજન વૈકુંઠનું સુખ માંણેરે,
દીન રજની જાતાં નવ જાંણેરે. ૩૮
ગૌચારી ગોવીંદ ગોકુળ આવેરે,
ગોપીજન મોતીને ઝુમખે વધાવેરે. ૩૯
આરતી સહસ્ર દીપની સાજેરે,
જોવાને જુવતીનાં જુથ વિરાજેરે. ૪૦
નોછાવર નેહે કરે નંદ રાંણીરે,
બેસાર્યા ઉંચે તે આસન આણીરે. ૪૧
પેપકવાંન મીઠાઇ મેવારે,
મુખ આગે મૂકે તે લાલાજીને લેવારે. ૪૨
ભોજન સેન કરાવ્યું ગોકુળ રાયનેરે,

કોઇ નંદલોવન તજી નવ જાયરે. ૪૩
નંદજીનું સદન સૂર્ય સમાંનરે,
વિશ્વને આપે તે અન્ન પાંનરે. ૪૪
રિધ સિધ નવનિધ દાસી થઇછેરે,
દધી તનયા જ્યાં લોભાઇને રહીછે રે. ૪૫
આઠ ક્રોડ તીરથ બ્રીજમાં વસીઆંરે,
પ્રભુજીનાં ચરણુ કમળ પ્રેમે પરશીઆંરે. ૪૬
ધનં દાંન સૂર પડતા આપેરે;
તેને ઓધાર્યા જોઇને આપે રે. ૪૭
નંદજીને નવલાખ દૂજે ગાયરે;
ગોપીનું ગોરસ ચોરીને ખાયરે. ૪૮
રમત રચે રવિ તનયા તીરે;
કોટી કોટી મનમથ શોભે શરીરરે. ૪૯
તારૂણીને તાંન કરીને તેડરે;
અબળાનો આંબો કરીને વેડરે. ૫૦
ખેલે નવ નારીમો કુંજર કરીનેરે;
ઉલટ અંગોઅંગ ધરીનેરે. ૫૧
પરમ પવિત્ર ચરિત્ર ઉરરે;
જેનો નેતિ નીગમ ન પામે પારરે. ૫૨
દાંણી થઈ મોહન મારગ રોકેરે;
અમૃત વેણુ સૌને સંતોખેરે. ૫૩

માટી ખાતાં માતાએ મુખડું ઝાલ્યું રે;
ત્યાં ત્રીલોકનું કૌતક ભાળ્યું રે. ૫૪
ગોવર્ધન ચડીને શબ્દ ઉચારે રે;
મધુ મંગળનું માન વધારે રે. ૫૫
નંદ ગામ ગોકુળ વરસાંણું રે;
વંદ્રાવન શોભા શી વખાણું રે. ૫૬
વૃક્ષ વેલી કુસુમ ઘણાં નીસરીઆં રે;
રત્ન મણી મોતી વીવિધ વીખરીઆં રે. ૫૭
સુંદર સરદ નિશા અજવાળી રે;
આનંદે વેંણુ વજાડી વનમાળી રે. ૫૮
સૃષ્ટિ સૌ માયાએ મોહ પમાડી રે;
વ્રજ જુવતી ને રાસ રમાડી રે. ૫૯
તે સુખ મુખે કહ્યું નવ જાયે રે;
શારદ શેષ સહસ્ર મુખે ગાય રે. ૬૦
આનંદ સિંધુ અગમ અપાર રે,
પ્રીતમ પ્રભુનો અખંડ વિહાર રે. ૬૧

---

## મથુરાંની લીલા.

### રાગ ધોળ.

બાવન દિવસ વરસ અગીયાર રે;
પછી પ્રભુ આવ્યા મથુરાં મોઝાર રે. ૧

પ્રથમ પરિચટ મરણુ પમાડયોરે;
સુખે સિધો સ્વર્ગનો પંથ દેખાડયોરે. ૨
સાંમો મળ્યો માળી ચઢાવ્યાં ફૂલરે;
ચાર પદારથ આપ્યાં અમૂલરે. ૩
રતિ એક ચંદન કુબ્જાનું લીધુંરે,
તેનું રૂપ કમળ સરખું કીધુંરે. ૪
હળધર ગીરધર સુંદર સોહામણારે;
ધનુષ જગ્યામાં આવીને ઉભારે. ૫
જુગ્ત કરીને જોઇ જગ્યારે;
કીધા ધનુષ તણા બે કટકારે. ૬
યોદ્ધાતો યુદ્ધ કરવાને આવ્યારે;
તેને તો મારીને હાર ખવાડયારે. ૭
કુંજર કીટ તણી પેરે માર્યોરે;
રસીઓજી રાજસભામાં પધાર્યારે. ૮
ધર્યું શરીર વીરરસ પોતેરે;
થરથર કાળ કંપે જેને જોતેરે. ૯
જયારે આવીને ઉભા જુગ્દાધારરે;
જે જેમ તે તેમ રહ્યું સ્તંભકારરે. ૧૦
કંસેતો કાળ સ્વરૂપ નિહાળ્યુંરે;
ભોજપતિ મર્ત પોતાનું ભાળ્યુંરે. ૧૧
જોગીજને તત્ત્વ કરીને જાણ્યુંરે;

પંડિતે તો પૂરણ રૂપ વખાણ્યું રે. ૧૨
નગર નારીએ નટવર દીઠા રે,
મોહન લાગે તે મન મીઠા રે. ૧૩
જાદવે તે જોયા જુગ્દાધાર રે;
સ્નેહી સહોદરે દીઠા સાર રે. ૧૪
વાસુદેવ દેવકીએ હરિ નીરખ્યા રે;
રૂદયામાં વહાલા લાગ્યા સુત સરખા રે. ૧૫
મલ્લે તો મલ સરીખા દીઠા રે;
તતક્ષણ જુદ્ધ કરવાને ઉઠયા રે. ૧૬
ચાંણુર મુષ્ટીકને ત્યાં માર્યા રે;
સલતો સલને સેહેજે સંહાર્યા. ૧૭
કંસને કેશ ગ્રાહીને પછાડયો રે;
પાપીનો પ્રાંણ પલકમાં કહાડયો રે. ૧૮
આવી લાગ્યા માત પિતાને પાયે રે;
હસ્ત જોડી સ્તવન કરે જદુરાયે રે. ૧૯
અમ સારૂ તમને મહા દુઃખ દીધું રે;
દુષ્ટે તો કામ અણઘટતું કીધું રે. ૨૦
તેવું ફળ પામ્યો એ પાપી રે;
હવે કરો અમ પર કરૂણા દ્રષ્ટિ રે. ૨૧
વાસુદેવ કહે સુણો મહારાજ રે;
તમ દરશનથી સીધ્યાં સર્વ કાજ રે. ૨૨

વાસુદેવે વિપ્રનાં વૃંદ બોલાવ્યાંરે;
દશ સહસ્ત્ર ધેનુને તરત મંગાવ્યાંરે. ૨૩
તતક્ષણ દીધાં દાન ઉદારરે;
જુગમાં થઇ રહ્યો જેજેકારરે. ૨૪
ઉગ્રસેનને રાજ સિંહાસન આપ્યુંરે;
બીજું દુઃખ કૃષ્ણે હતું તે કાપ્યુંરે. ૨૫
ગર્ગાચારે આવીને ઉપવિત દીધુંરે;
બ્રહ્મ તેજ વધ્યું ને કારજ સીધ્યુંરે. ૨૬
વિદ્યા ભણવા સાંદિપને ઘેર આવ્યારે;
પ્રભુ જાણી પૂરણ પ્રેમે ભણાવ્યારે. ૨૭
જેનાં શ્રુતિ સ્મૃતિ તે પાર ન જાંણેરે;
જેનો મહિમા શિવ વિરંચી વખાંણેરે. ૨૮
સંસાર ધર્મ ચલાવવાને કાજેરે;
માનસી ચેષ્ટા કરી મહારાજેરે. ૨૯
જપ તપ તીરથ ને વ્રત દાંનરે;
એવું તો આચરીઆ ભગવાંનરે. ૩૦
ગુરૂનો સુત આંણી આપ્યો આનંદેરે;
વિનય કરી વિદ્યા માગી ગોવિંદેરે. ૩૧
મધુપૂર આવ્યા દેવ મોરારીરે;
જેને જોઇ મોહી નગરની નારીરે. ૩૨
ઘેર ઘેર આનંદ ઓચ્છવ થાયેરે;

હરિ કેરા જન્મ કર્મ જશ ગાયરે. ૩૩
એટલે તો ભૂપ જરાસંઘ આવ્યોરે;
તેવીસ ક્ષોણી સૈન્ય સંઘાતે લાવ્યોરે. ૩૪
દુક્ષરા જાંદુતા જે બળવંતરે;
તેનો આંણ્યો પલકમાં અંતરે. ૩૫
સત્તરવાર સેન્યાનો ગર્વ નિવાર્યોરે;
ભલી સોમીનો ભાર ઉતાર્યોરે. ૩૬
કહીંથી કાળજવર આવ્યોરે;
ત્રણ કોટી મ્લેછ અહંકારીને લાવ્યોરે. ૩૭
તપ કરી વર પાંમ્યો શિવ અજથીરે;
જાદવ કુળ ભે પામે તુજથીરે. ૩૮
વાલાજીએ કીધો મન વિચારરે;
વિશ્વકર્મા તેડાવ્યા તેણી વારરે. ૩૯
એક મારી આજ્ઞા શિશ ચઢાવોરે;
સાગરની તીરે નગ્ર બનાવોરે. ૪૦
કહેતાં ખેવ ચાલ્યા મતિ ધીરરે;
દ્વારામતિ રચી દરિયાની તીરરે. ૪૧
કંચન મણિમય કીધું કામરે;
રમણિક રસીઆજીનું ધામરે. ૪૨
જોગ નિંદ્રા પ્રેરી જદુરાયેરે;
ખગપતિને લેઈ ઉડ્યા ક્ષણું માંહેરે. ૪૩

જે જેમ તે તેમ મેલ્યું સૌ કોરેરે;
અન્યો અન્ય નિરખીને આનંદ હોએરે. ૪૪
મધુપુરમાં રહ્યા મોરારીરે;
સુંદર શ્યામ પીતામ્બર ધારીરે. ૪૫
શંખ ચક્ર ગદા પદ્મ ધર્યાં પાણરે;
અંબુજ લોચન પરમ સુજાણરે. ૪૬
મથુરાંની પોળે નિસર્યા નાથરે;
જોઇ મોહ પામ્યો અસુરનો સાથરે. ૪૭
હરિને જે કરવું હતું મન માંહેરે;
દરશન દેઈ નાઠા વન માંહેરે. ૪૮
પાપીષ્ટ ઉઠીને પૂંઠે ધાયોરે;
વાલાજીએ વેશ ધરીને વાહ્યોરે. ૪૯
ગોમતાચળ પરવતની જે ગુફાએરે;
ઘણા કાળનો સૂતો મચકંદરાએરે. ૫૦
તેની પાસે આવ્યા પ્રેમ ધરીરે;
પિતામ્બર ઓઢાડયું જુગત કરીનેરે. ૫૧
ઉર માંહી ઉપનો અતિ આનંદરે,
ઉપાય કરી ખસીગયા ગોવિંદરે. ૫૨
હરિને ભરોસે તેને જગાડયોરે;
નેત્રની જવાળાએ પતન પમાડયોરે. ૫૩
પછી હેતે હસતા આવ્યા ગોપાળરે;

પ્રસંન્ન થઇ દરશન દીધું દયાળરે. ૫૪
કર જોડી હરિની સ્તુતિ કીધીરે;
મહિપતે મુક્તિ માગીને લીધીરે. ૫૫
જરાસિંઘે આવીને પર્વત પ્રજાળ્યોરે;
સુખી થયો દુ:ખનો સંગ્રહ ટાળ્યોરે. ૫૬
અલબેલો આવ્યા એક ક્ષણું માંહેરે;
છપન કુળ જાદવ છે જ્યાંહેરે. ૫૭
પ્રથમ પરણ્યા શ્રી બળદેવરે;
રેવતિ કન્યા સુંદર અવેવરે. ૫૮
પછે પ્રભુ પરણ્યા રૂક્ષમાણિ રાણીરે;
અદ્યે બાવન મેલ્યો જાંણીરે. ૫૯
રસિઓજી લાવ્યા રાજ કુમારિરે;
એકસો આઠને સોળ તે જ્યારેરે. ૬૦
દશ દશ પુત્રને પુત્રી એકરે;
સૌને સમૃદ્ધિ સરખી વિશેષરે. ૬૧
પ્રભુજીને પોઢા થયો પરિવારરે;
સાગરમાં ઝીલવા આવે જે વારરે. ૬૨
સિંધુ સોર કરતો રહી જાએરે;
ઘૂંટણ કટિ બરાબર થાએરે. ૬૩
નાહીને બારણે નિસરે જ્યારેરે;
આભ્રણ અમર આપે ત્યારેરે. ૬૪
નિત્ય નિત્ય નવીન ધરે શણગારરે;

પ્રભુજીનો આનંદ અખંડ વહેવારરે. ૬૫
પ્રીત કરી પારથનો રથ હાંકયોરે;
નિજ જનજાંણી ધર્મ રાખ્યોરે. ૬૬
પુંડરિક વસુદેવને આપી ભક્તિરે;
જરાસંધ જીત્યો કરિ જુગતીરે. ૬૭
સપ્તદ્વીપના છત્રપતિ રાયરે;
ધર્મને પુત્ર લગાડયા પાયરે. ૬૮
ભારથ કુરૂક્ષેત્રમાં કીધોરે;
દુષ્ટ હતો તેને દંડ દીધોરે. ૬૯
ભક્ત અનેકનાં કારજ સાર્યારે;
નિજ જન જાંણી દુઃખ નિવાર્યારે. ૭૦
અજભવ અહિપતીની ગમાવી ખાંણેરે;
હરિના ચરિત્રનો પાર ન જાંણેરે. ૭૧
છોડાવ્યા રાજા વિશ હજારરે;
યુધિષ્ઠરને યજ્ઞ કરાવ્યા ચારરે. ૭૨
સારદા સરખા મળે સપ્ત કોડરે;
કોટિ કલ્પ વર્ણન કરે કરગરેરે. ૭૩
હરિલીલાનો અંત ન આવેરે;
કઇ પેરે જાંણ્યામાં જીવ લાવેરે. ૭૪
હરિજશ શીખે સાંભળે ગાયેરે;
પ્રીતમના સરખા પતિત પાવન થાએરે. ૭૫

## વધાઇ.

### ગરબો. ૧.

શ્રાવણ માસ સોહામણોરે, મહિમા મોટો અગમ અપારલાલ; ૧
કૃષ્ણપક્ષ વદ ઉત્તમ અષ્ટમી, અભીજીત રોહિણી બુધવાર લાલ. ૨
અર્ધરેણી અતિ રળિઆમણી, પ્રગટ્યા રસિયોરાસવિહારીલાલ૩
ફુલ્યો ગિરિરાજ આજ આનંદમે, ફૂલી દ્રુમલતા વૃક્ષ વેલી લાલ.૪
નંદભોવનની શોભા શી કહું, સુરપતી સદન કર્યું બલીહારીલાલ.૫
ફુલી જમુના વહે અતિ પૂરમાં, ફૂલ ગોકુળ સો સાહેલી લાલ. ૬
નાચે ગોવાળ વજાડે વાંસળી, ઘેર ઘેર આનંદ ગીત વધાઇ લાલ.૭
ઓપે નંદરાયનું આંગણું, ભોમી રત્ન મણીમય છાઇ લાલ. ૮
ધાંમધાંમથી ધાઇ ગોપીકા, સજતી સુંદર અંગે શણગારલાલ. ૯
કંચનથાળ ભર્યા સગમોતીઓ, શ્રીફળફોફળ તુળસીહાર લાલ.૧૦
ગજ ગામની સુંદર વ્રજભાંમની, ચતુરા ચાલી ટોળે ટોળેલાલ.૧૧
ગાતી ગીત પ્રીત રસ રીતશું, આનંદ સાગર રંગ ઝકળિયાલાલ.૧૨
નેણ ભરી ભરી નિરખે નાથને, હેતે હરખે હૈડામાંહે લાલ. ૧૩
છેલ છબીલો નિજપતિપ્રગટ્યા, ગોલોકગોકુળ કીધૂંકાંઇલાલ.૧૪
પોતે પોતાની ઇચ્છા કરી, જગમંગળ લીલા અવતાર લાલ. ૧૫
પ્રેમ સ્નેહી પ્રભુ પ્રીતમ તણો, આનંદકારી નંદકુમાર લાલ. ૧૬

### ૨.

આનંદ સાગર ઉલટ્યો, વ્રજમે વાગે રંગ વધાઇલાલ. ૧

ગરગડે નૌબત નંદજીનેઆંગણે, મધૂરેમધૂરે સ્વરેશરણાઇલાલ.૨
કુંકુમ કેશર કેરાં છાંટણાં, ચતુરા ચોક પુરાવ્યા મોતીલાલ.૩
નવરંગી તોરણ બાંધ્યાં બારરે, મણી માણકની ઝગમગ જ્યોતિલાલ. ૪
સજતી આભ્રણસુમખી સુલોચના,અમર ઓપે અંગેએવાંલાલ.૫
મંગળ ગાતિ સો માનુની, તનમન રીઝે ભીંજે અંગે લાલ. ૬
પ્રાણજીવન હરી પ્રગટ્યા, પ્રેમી જનનાં કારજ કરવા લાલ. ૭
અસુર અનેક સંહારવા, સાધુ કેરાં સંકટ હરવા લાલ. ૮
વ્રજવંદ્રાવન ફૂલી રહ્યું, સુરજ સુતાગત હરખ નમાએ લાલ. ૯
સુરપતિ કુસુમતણી વરસા કરે, પ્રીતમ પ્રેમે જાય બલીહારી ગુણ ગાએ લાલ. ૧૦

---

## ધોળ ૧.

### વિહવા.

વાલાજી ચઢયા વરઘોડલેરે, સુખ સાગર કલોલરે;
પાંચ પચીશ મળી પ્રેમદારે, ગાય મંગળ અને ધોળરે. ૧
ડુમરીસ પ્રલાદજીરે, ભક્ત અનંત કરોડરે;
સુંદર સાબેલા શોભિતારે, વર વિઠલની જોડરે. ૨
વાજાં વાગે રળીઆમણાંરે, ગડગડે નિગમ નગારાંરે;
રવિ શશી બેઉ મસાલચીરે, મહિમા અગમ અપારરે. ૩

બાર મેઘ કરે છાંટણાંરે, કર ચમ્મર પવન રે;
વિશ્વ વિચિત્ર રંગવાડીરે, શોભા ચૌદ ભુવનરે. ૪
તત્વ ચોવીશને તોરણુરે, ચઢ્યા ચૈતન બ્રહ્મરે;
પ્રીતમ સ્વરૂપને પ્રીછતાંરે, ટળે ત્રિવિધીકર્મરે. ૫

પદ ૧. રાગફેર ધોળ.

ત્રિભોવન પાવન તુલસીજીનો વિવારે,
પ્રેમી જનને પ્રેમ તણો રસ પીવારે. ૧
શિવ ચતુરાનને ધાર્યું લગ્ન વિચારીરે,
કારતક શુદી એકાદશી ઉત્તમ સારીરે. ૨
વર કન્યાના જોયા મળતા વિશેકરે,
જેનાં રૂપગુણ નામ અનેકરે. ૩
વરતો છેલ છબીલો સાળંગરામરે,
કન્યા કહીએ તુલસી નિર્મળ નામરે. ૪
જાનૈયા તો જાણે હરિના જનરે,
જેને તુલસીવર છે તન મન ધનરે. ૫
પ્રીતમનો સ્વામી છે પૂર્ણાનંદરે,
અખીલ લોકને ઉપજાવે આનંદરે. ૬

પદ ૨.

વરકન્યા તો મંડપમાં પધરાવ્યાંરે,
સચી શાવિત્રી મંગળ ગાવા આવ્યાંરે. ૧

વિધીનાર્દ શુક્ર સાર્દવેદ ઉચારેરે,
પલક પલકમાં પ્રભુસુ નેહ વધારેરે. ૨
વસુધાવેદી કીધી છે સારરે.
રવિ શશી દિપક ઝગમગ જોત અપારરે. ૩
સાત સાગર કુંભ ભર્યા છે પાણીરે,
પંખો કરે પવન ઉર આનંદ આણીરે. ૪
ચૌદ માળની ચિત્રાવી છે ચોરીરે,
ભાર અજ્ઞાન સ્વપનાવત સંપતી મોરીરે. ૫
વિશ્વ ચરાચર અખંડ અંતરજામીરે,
પ્રેમ સ્નેહી જન પ્રીતમના સ્વામીરે. ૬

પદ ૩.

ગગન મંડલ અનહદ વાજાં વાગેરે,
સુંદરતાનો સાગર સ્યામ વિરાજે રે. ૧
તેણે દિસે રાજ ઘણું રૂપાળારે,
કંઠે આરોપી સુંદર વરમાળારે. ૨
પ્રેમ તણે પટકુળે પાડી ગાંઠીરે,
ઓઢી ઉપરણી કેશર છાંટીરે. ૩
વરકન્યાતો વરત્યાં મંગળ ચારરે,
શુરનર મુનીવર બોલે જયજયકારરે. ૪
વરકન્યાતો આરોગે કંસારરે,
જેણે સજર્યો આ સઘળો સંસારરે. ૫

અલબેલોજી પ્રેમે પરણી ઉઠયારે,
મંગળકારી મોતીડે મેહ વૂઠયારે. ૬
પ્રીતમનો સ્વામી છે પ્રેમ સ્નેહીરે,
પ્રેમે પધાર્યા લાલ લાડલી લેઇરે. ૭

પદ ૪.

વરકન્યાના દોરડીઆ છોડાયરે,
જુવતી જુથ મળીને મંગળ ગાયરે. ૧
રાધા મોહન રમાડી રૂપીએરે,
નેહે નરખી હરખ ઘણો છે હૈએરે. ૨
તુલસી વિહવા જે સાંભળશે ગાસેરે,
માત પિતા કુળ તેનું પાવન થાશેરે. ૩
પતીત પાવન ગોપીવર ગુણ ગ્રામરે,
અધમ ઓધારણ જેનું નિર્મળ નામરે. ૪
પ્રીતમના સ્વામીની શોભા સારીરે,
રસીયાજીના રૂપ તણી બલીહારીરે. ૫

---

## તુળસીનાં ધોળ.

પદ ૧.

વંદ્રાવનથી બ્રિજ મંગાવોરે, મુરત જોઇને તુળસી વાવોરે. ૧
કેસર કુંકુમ કયારા ભરાવોરે, ગંગા જુમનાં નીર સિંચાવોરે. ૨

અગર ચંદનની વાડ કરાવોરે, વીપ્રની પાસે વેદ ભણાવોરે. ૩
અંગે સોળ શણગાર ધરાવોરે, પ્રેમે પ્રભુ સાથે પરણાવોરે. ૪
હેમ વરણુ તુળસી કલ્યાંણીરે, અખીલભોવન પતીની પટરાંણીરે.૫
વેદ રૂપી તુળસીનાં પાનરે, રત્ન મંજીરા રૂપ નિધાંનરે. ૬
માસ અસાડ શ્રાવણ ભાદરવોરે, આસો કારતકવિવાહકરાવ્યોરે.૭
વર વિષ્નુ સુંદર સુભકારીરે, પ્રીતમ પ્રેમે જઈએ બલિહારીરે. ૮

પદ ૨.

પ્રેમે પરણે તુળસી સાળંગરામરે, શોભા સાગર સુખનું ધામરે.૧
કારતક શુદ એકાદશી કહીએરે, મહિમા મોટો પાર ન લૈએરે.૨
બળીને દ્વારથી નાથ પધાર્યારે, અવની ઉપર આનંદ વધાર્યારે.૩
ચારે જામ જાગે જદુરાયરે, ભોગ આરતિ ચતુરવીધી થાયરે.૪
તુળસીજીપરણે ત્રીભોવનનાથરે, ધોળ મંગળગાએ વૈશ્નવ સાથરે.૫
વૈકુંઠપતી ચઢિયા વરઘોડેરે, સંત સાએલા સોહે જોડેરે. ૬
પ્રભુ પ્રીતમનો પ્રેમ સ્નેહીરે, તોરણ ચઢીયા દુંદભી દેઈરે. ૭

પદ ૩.

સાસુજીએ આવીને વધાવ્યારે, પ્રેમે પોંખીને પધરાવ્યારે. ૧
રત્ન સિંહાસન બેઠા આવીરે, સખી સૌ કન્યાને શણગારીનેલાવીરે.૨
કંઠે આરોપી વરમાળારે, ગીત ગાયે મધુરે સ્વરે બાળારે. ૩
કનકમણીમય મંડપ રચીઓરે, લોક ચતુરદશઅતિરંગમચીઓરે૪
જવ તલ વેદીપર પરજાળેરે, રત્ન દીપ ચોદશ અજવાળાંરે. ૫
જળહળ જળહળ જ્યોત પ્રકાશેરે, ચંદરવા તાંણ્યા ચોપાસેરે. ૬

વાડવ કરે વેદની ધ્રુન્યરે, આવ્યા બ્રહ્મા નારદ મુનીરે. ૭
મંગળ ફેરા ફરે ભગવાંનરે, સમે સમે વરતે સાવધાંનરે. ૮
વર કન્યા આરોગ્યાં કંસારરે, જુગમાં વરત્યો જેજેકારરે. ૯
અબળા તો અખંડ અમર વર પાંમીરે, પ્રેમ સ્નેહી પ્રીતમનો સ્વામીરે. ૧૦

### પદ. ૪.

દાદેજીએ દીધાં અનંત અપારરે,ગજરથ કુંચી સહિત ભંડારરે. ૧
પરણીને ધ્રુવજીનાં દરશનકીધાંરે,વિપ્રને દાંનકનકમણી દીધાંરે.૨
પરણીને ભોવન પધાર્યા નાથરે, ગાયે પરસ્પર જુવતીનોસાથરે ૩
આવ્યો આવ્યોવંદ્રાવનનો ચોરરે,જેનુંનામ નાગર નંદકિશોરરે.૪
ગાયોનો ગોવાળો શામળીઓરે,લાખેણી લાડી લેઇનેવળીઓરે.૫
વરની પાસેની ગાએ નારીરે, અલબેલોજી આનંદકારીરે. ૬
જીત્યાજીત્યાજાદવકુળ જદુનાથરે,હાર્યાહાર્યા કન્યાકેરોબાપરે. ૭
પ્રેમે પરસ્પર એણી પેરે ગાયરે, ઉલટ અંગોઅંગ ન માયરે. ૮
ઘેર ઘેર આનંદ ઓચ્છવ થાયરે, ગજ મોતીના ચોક પુરાયરે. ૯
પ્રીતમનો સ્વામી સુખકારીરે,તન મન પ્રાણ કરૂં બલિહારીરે.૧૦

---

## બાર માસ.

### રાગ ગોડી.

કાર્તિક માંસે તે કર્મની કાંણીરે, મળી કયાંથી કુબજા રાણી.

હેલિ મારૂં મન હર્યું, શામળીઓ શેના આવ્યા જો. (૧) ટેક.
માગસર માસે મનોરથ કરતીરે,હૈએ ધ્યાંન હરિનું ધરતી. હે. ૨
પોષે પ્રેમની વાત વિચારોરે, અલબેલો છે પ્રાણ અમારો.હે. ૩
મહા મહીનેતેમાયા ઉતારીરે,કીધી કુબજા પ્રાણથી પ્યારી.હે. ૪
ફાગણ માસે તે ફૂલ્યાં કેસુરે,નાથ ના આવ્યા એ કારણશું.હે. ૫
ચૈતરે ચીતડું ચતુર વર પાસેરે, અમો જીવીએ આવ્યાની આશે. હે. ૬
વૈશાખે તે વ્રજની નારીરે, જુવે વેગે વાટ તમારી. હે. ૭
જેઠ માસની ઝાળા લાગેરે, ચિત્ત મોહ્યું ચંદનને વાગે., હે. ૮
આવ્યો માસ અસાડ સોહાગિરે,બોલે મોરને મેઘઝડલાગી.હે. ૯
આવ્યો શ્રાવણ પવન ઉકાળારે,કેવા હરિ વિના હીંદોળા.હે.૧૦
ભાદરવે ભલા રંગ ભાસેરે, જાણે પીઉજી પધાર્યા પાસે. હે.૧૧
આવ્યો આસોતે આનંદ કારીરે,આવ્યા નેહે નવલ વિહારી.હે.૧૨
પરસોત્તમે પ્રીતડી પાળીરે,પ્રીજ વેગે આવ્યા વનમાળીરે.હે.૧૩
અલબેલો અંતર જામીરે, મળ્યો જન પ્રીતમનો સ્વામી.હે.૧૪

---

## બાર માસ.

### રાગ ધોળ.

### કાર્તક.

સખી કાર્તકે કુંજ વિહારીરે, ગોકુળથી ગયા મધુપુરમાં;

ગ્રંડે વ્યાકુળ વ્રજની નારીરે, તાપ ઘણો તે અવસરમાં. ૧
પ્રભુ પહેલી પ્રીત વધારીરે, વળતી મેલ્યાં વિસારી;
અલબેલા આનંદકારીરે, જુઓ વિચારી મોરારી. ૨
છોગાળા છળ નવ કીજેરે, દીજે દરશન દયા કરી;
આવોતો અમૃત પીજેરે, લીજે ભીતર ભાવ ભરી. ૩
ગુણવંતા ઘેર પધારોરે; ગાહેડમાં દીન નવ ખોએ;
રસિયા રંગ વધારોરે, જુવતી જન સામુ જોએ. ૪
સોંપ્યાં તનમન હરીને હાથેરે, જાંણી રસની રીતલડી;
પ્રીતમના સ્વામી સાથેરે, પુર્વ જનમની પ્રીતલડી. ૫

માગસર.

સખી માગસરે મન અકળાએરે, મોહનજી મળવા માટે;
લખ આવેને લખ જાએરે, ગોકુળ મધુપૂરની વાટે. ૧
કોઇ નાથનું લખ્યુ ના લાવેરે, કાગળનો શું કાળ પડ્યો;
કાનવર કોને નવ કહાવેરે, પ્રીત તણો સો પાર જડ્યો. ૨
એમ કેમ થયા કઠણ હૈયાનારે, કોમળપણું તમો કયાં ખોયું;
એ ઢંગ નહોએરે રંગ રહ્યાનારે, કુબજા સંગે મન મોહ્યું. ૩
શાંમળીઆ શાંને કાજેરે, અભિમાન ઉર આણો છો;
રૂદિયે વિચાર્યું શું રાજરે, તારૂણી સાથે તાણો છો. ૪
છે દરશન પ્રસન દેહેરે, આવોતો આનંદ થાએ;
પ્રીતમના સ્વામી સ્નેહેરે, ભેટોતો ભવ દુઃખ જાએ. ૫

## પોષ.

પોષે પીઉજી પીડન જાણીરે, પ્રાંણુ ચંચળ થઈ ચાલે છે;
કૂબજા કીધો પટરાંણીરે, તે દુઃખ અમને સાલે છે. ૧
એ કુબડી કાંમણુ ગારીરે, કરૂપ કાયા કાળી છે,
કયાં નટવર નવલ વિહારીરે, વાંકડીઓ વનમાળી છે. ૨
એ વરવી વાંકી ચુંકીરે, કોણુ જનમની કમાઇ ફળી;
હરી લાંબાને એ ટુંકીરે, જોતાં જોતાં જોડ મળી. ૩
એની વિદ્યા સર્વે વખાંણેરે, કામરૂ દેશની કહેવાએ;
એ મંતર જંતર જાંણેરે, વસીકરણે વશ્ય સૌ થાએ. ૪
રીઝયા રસિયો એને રંગેરે, અંગે ઉપમા અધિક ઘણી;
પ્રીતમના સ્વામી સંગેરે, થઇ શિરોમણુ સર્વ તણી. ૫

## મહા.

મહા મહિનો મંગળ કારીરે, આવો મોહન મળવાને;
અલબેલા આનંદકારીરે, અમ ઉપર અઢળક ઢળવાને. ૧
ઘર પરથી માયા મહેલીરે, દેહ દશા સંભાળની;
આશ ભરી અલબેલીરે, વાટ જુવે વનમાળીની. ૨
દીન રજની રોતાં જાએરે, રડી રડી આંસુ સુકીને;
સંસારમાં ક્ષણુ ન સુહાએરે, મોહન ગયાકેમ મુકીને. ૩
અમો લોક લાજ વિસરીઆંરે, નંદકુંવરને ભાવે ભજયાં;
અમો મનકર્મ વચને વરીઆંરે, શે અપરાધે શાંમે તજયાં. ૪

ઉછેર્યાં અમૃત પાઈનેરે, મોહન મરવા નવ દીજે;
પ્રીતમના સ્વામી શ્યાંનેરે, અમ સાથે અંતર કીજે. ૫

## ફાગણ.

સખી ફાગણ ફૂલ્યાં કેસૂરે, કામ બાણ રૂહિયે વાગે;
નંદલાલ ન આવ્યા તે શુંરે, અમને અચરત લાગે. ૧
નાટારંગ નૌતમ થાએરે, અબિલ ગુલાલની ગરદ ઘણી;
જુવતી મળી જુમખાં ગાએરે, ગાળી રસાળી પ્રેમતણી. ૨
કુકુંમ કેસર કસ્તુરીરે, ચુવાચંદન માટ ભર્યા;
સુંદરી સ્નેહે સુરીપુરીરે, જાંણે રતિએ રૂપ અનેક ધર્યાં. ૩
હોળીનાં હુળવાં હેલીરે, મન ગમતું મહિલા બોલે;
ગજગમની લાડસ ઘેલીરે, એક એકના ઘુંઘટ ખોલે. ૪
ચતુરા ચિતવે એક ચિત્તેરે, રસિયાજીનું રૂપ હૈએ;
પ્રીતમના સ્વામી પ્રીતેરે, પરસોતો પાવન થૈએ. ૫

## ચૈતર.

ચૈતરે ચંદનમલીઆગરરે, અબળા અંગે અરચન કરે;
સુખ સાગર નટવર નાગરરે, નંદ કુંવરનું ધ્યાન ધરે. ૧
સૌ જગ્ત જાળને તોડીરે, રાસ મંડળ ક્રિડા કીધી;
સત્ય પ્રીત પ્રભુશું જોડીરે, જુગ જીતીને શોભા લીધી. ૨
તેનો કેમ ત્યાગ કરોછોરે, નવ ઘટે તમને નંદલાલા;
એવું શું ચિત્તમાં ધરોછોરે, વિઠ્ઠલવર વ્રીજના વાલા. ૩

ઓછાથી અર્થ સરે નહિરે, પુરા પાર ઉતારેછે;
રૂડા નર રોષ ધરે નહિરે, બગડયું કાજ સમારે છે. ૪
શું કરશો અવસર વીતેરે, જીતે તેનો જશ થાએ;
પ્રીતમના સ્વામી પ્રીતેરે, દરશનથી દુઃખ જાએ. ૫

## વૈશાખ.

વૈશાખે વ્રજની ગોપીરે, લોપી લજ્યા લોક તણી;
એક ચિત વ્રતિ હરીને આરોપીરે, પ્રેમ પ્રિતની વાત ઘણી. ૧
ક્ષણું બારી ક્ષણું અટારીરે, ઘર આગળ ક્ષણું ન ગમે;
મેહે વહની ભિતર ભારીરે, તારૂણીના કેમ તાપ સમે. ૨
શાકરના શરબત ઘોળેરે, શીતળના ઉપાએ ઘણા;
કર કોમળ વાયુ ઢોળેરે, પ્રેમે પંખા પુષ્પ તણા. ૩
મળે મોહન તો સુખ થાએરે, દુઃખની દુગ્ધા દૂર ટળે;
સૌ શોક સમુળો જાએરે, વ્રીજ જુવતીનાં વાંન વળે. ૪
નિત્ય નારિ રહેછે નેમેરે, હરિ દર્શન ચિત્તમાં ચાહે;
પ્રીતમના સ્વામી પ્રેમેરે, ભેટોતો ભવદુઃખ જાએ. ૫

## જેઠ.

જેઠે જદુનાથ ન આવ્યારે, આંસુ કહો કઇ પેરે રહે;
તન તાપ ઘણા ઉપજાવ્યારે, પ્રેમની પીડા કોણ લહે. ૧
જાંણે ઘાએલની ગત ઘાએલરે, જેને સાલે સ્નેહ અણી;
વિજોગ રોગ અજરાએલરે, નહિ ઓસડ બુદ્ધિ તે તણી. ૨

જેને વીતી હોય તે જાણેરે, પ્રેહે વેદના ઉરમાંય વસી;
વંઝા કહો કેમ કરી જાંણેરે, પ્રસવ પીડાની રીત કસી. ૩
છે વાલપણાની વાતોરે, વહાલા વિના કોને કહીએ;
પ્રેહુ વચનથી નથી વર્ણવાતોરે, સમજીને સાંખી રહીએ. ૪
જાણો છો અંતરજામીરે, તો ઝાઝું કરી શું કહીએ;
પ્રેમે પ્રીતમના સ્વામીરે, નીરખીને નિર્મળ થઇએ. ૫

## અષાડ.

સખી આવ્યો માસ અસાડોરે, થઇ આકાશે અંબ્ર ઘટા;
આવી માંડયો મેહુ અસાડોરે, ચોદશ ચમકે છે વીજ છટા. ૧
કરે કાયર મન સુરાનાંરે, એવું કોણ હોયે જે ધીર ધરે;
થયાં ચાત્રુક ચિત્ત ચતુરાનાંરે, પિઉ પિઉ રટણ કરે. ૨
જેમ ચંચરિ ચંપજ વનમાંરે, અષ્ઠે પહોર ઉદાસ ફરે;
એમ તાપ ઘણેરો તનમાંરે, નિર વિના જેમ મીન મરે. ૩
પ્રીત પાવક અતિ દુઃખ દાઇરે, તેને સુખ કહો કયાંથી હશે;
પડયો પ્રાંણ પતંગ તેમાંહીરે, પલક વારમાં પરલે થાશે. ૪
હરિ અધર સુધારસ વરસેરે, તનમનકેરા તાપ ટળે;
પ્રીતમનો સ્વામી પરસેરે, સુક્રીત વેલી સુફળ ફળે. ૫

## શ્રાવણ.

સખી શ્રાવણ છે શુભકારીરે, નૌતમ રત દીસે રૂડી;
ઝુલે હિંદોળે પિયા પ્યારીરે, ખળકે કર કંકણ ચુડી. ૧

ઘન મધુરે મધુરે ગાજે રે, અમૃતના મેહુલા વરસે;
ભોમી રત્ન મણિમય રાજેરે, ત્રીવિધી પવન તનમાં પરસે. ૨
જુમનાંજી લેહેરે જાયરે, કુંજ કુંજ સુખ પુંજ સહી;
જુગજીવન જાદવ રાયરે, જોયા વિના જરા જંપ નહી. ૩
અમે અળગુ નવ રહેવાયરે, આનંદ રૂપના ઉપાસી;
દીન ખાલી એ વહીજાયરે, દરસન લોભ કરે દાસી. ૪
કોની ઉપર અઢળક ઢળીઆરે, તે બડભાગી નારિ છે;
પ્રીતમના સ્વામી શાંમળિયારે, અમને આશ તમારી છે. ૫

## ભાદરવો.

ભાદરવે ભોવન પધારો રે, વાટ જુએ છે વ્રજનારી;
રૂદિયામાં રંગ વધારો રે, ગુણસાગર ગિરિવર ધારી. ૧
પે પકવાન મીઠાઇ મેવારે, આંખથી અઘરા લાગે છે;
શણુગાર સો શત્રુ જેવારે, વજર થઇને વાગે છે. ૨
પુષ્પ સય્યા પાવક સરખીરે, ચંદન ઝાળા ઝેર તણી;
શશી કિરણુ બાંણુ નીરખીરે, પ્રાંણુને પીડા થાએ ઘણી. ૩
જુગ વેરી વસમી વેળારે, જુવતીએ કહો કેમ જીવાસે;
પીયુ મોઘા કીધા મેળાપરે, તે દુઃખ તે કેમ સહેવાસે. ૪
સાંમળીયા સનમુખ ભાળોરે, રાજ વિના નથી રહેવાતુ;
પ્રીતમના સ્વામી પાળોરે, નિર્મળ નેહ તણું નાતુ. ૫

## આશો.

આવ્યો આસો આનંદ કારિરે, દીવાળી સરખુ દીસે.

આવ્યા નટવર નવલ વિહારીરે, હેતસું હૈડું હીસે. ૧
ભરી મુક્તાફળની થાળીરે, વધાવે વ્રજની નારિ.
ભાવે ભેટયા શ્રી વનમાળીરે, મનમોહન મંગળકારી. ૨
અતિ આનંદ ઓછવ થાયેરે, સાગર પુર ચઢી સજની;
મળી માનુની મંગળ ગાયેરે, આજની રંગ ભરી રજની. ૩
ગાએ શીખે સાંભળશેરે, રૂદિયે પુરણ પ્રેમ ધરી.
તેનાં જન્મ મરણ દુખ ટળશેરે, મળે મોહન બાલહરિ. ૪
રસ વાધ્યો રસની રીતેરે, કોણ કવિ સુખ વર્ણવી કહે;
પ્રીતમનો સ્વામી પ્રીતેરે, પ્રેમી જનની પાસે રહે. ૫

---

## બારમાસ.

### ગરબો.

સખી આવ્યો તે માસ અષાડોરે;
રસિયાજી રંગે રમાડોરે, અલબેલાજી. ૧
આવ્યો શ્રાવણ સરવડે વરસેરે;
બપૈયા પીયુ પીયુ કરશેરે, અલબેલાજી. ૨
ભાદરવો તે ભલેરો ગાજેરે;
તમો વિના તે તનમન દાઝેરે, અલબેલાજી. ૩
આવ્યો આસો તે માસ દીવાળીરે;
વીજ વેગે આવો વનમાળીરે, અલબેલાજી. ૪

સખી કાર્તકે કુંજવિહારીરે;
ઘણું વાટ જુએ વ્રજનારીરે,  અલબેલાજી. ૫
માગસર માસે તે દેવ મોરારીરે;
છે અમને આશ તમારીરે.  અલબેલાજી. ૬
પોષ માસે પ્રભુજી પધારોરે;
રૂદિયામાં રંગ વધારોરે,  અલબેલાજી. ૭
મહા મહિને તે મંગળકારીરે;
તારી સુરત મુરત પ્યારીરે,  અલબેલાજી. ૮
ફાગણ માસે તે કેશું ફૂલ્યાંરે;
અમે હસવાં ને રમવાં ભૂલ્યાંરે, અલબેલાજી. ૯
આવ્યો ચૈતર ચંદન લીજેરે;
દયા આણીને દરશન દીજેરે,  અલબેલાજી. ૧૦
વૈશાખે કોયલડી બોલેરે;
નહિ નાથ તમારે તોલેરે,  અલબેલાજી. ૧૧
જેઠ માસે આવ્યા જદુનાથરે;
ભાવે ભેટયો ગોપીનો સાથરે,  અલબેલાજી. ૧૨
સુખ સાગર શોભા સારીરે;
જન પ્રીતમ જાયે બલિહારીરે. અલબેલાજી. ૧૩

---

કાર્તક માસે તે કઠણુ ના થઇએરે;
ગોકુળ મેલી મથુરાં ના જઇએરે, છોગાળાજી. ૧

માગસરનું તે મીઠું મહીડુંરે;
હરિ મળવા હીસે છે હૈડુંરે, છોગાળાજી. ૨
પોષે પ્રાણ તપે છે અમારોરે;
વાલાજી વહાલ વધારોરે, છોગાળાજી. ૩
મહા મહિને તે મન વિચારોરે;
શો દીઠો વાંક અમારોરે, છોગાળાજી. ૪
ફાગણનું તે ફોગટ હસવુંરે;
શું વહાલા વિના બીજ વસવુંરે, છોગાળાજી. ૫
ચૈતરે ચતુરા ચિત્ત ચાહેરે;
તે તો ગુણ તમારા ગાએરે, છોગાળાજી. ૬
વૈસાખે વ્યાકુળ થઇએરે;
કયાં જીવણ જોવાને જઇએરે, છોગાળાજી. ૭
જેઠે જુવતીનો જન્મ સુધારોરે;
પાતળીઆજી પ્રેમે પધારોરે, છોગાળાજી. ૮
અસાડે તે હેલી થાયેરે;
દિન રજની દોહેલા જાયેરે. છોગાળાજી. ૯
શ્રાવણની તે સુંદરી એવીરે;
જેમ જળ વિના માછલી જેવીરે, છોગાળાજી. ૧૦
ભાદરવે તે લોચન ભારેરે;
કોણ વાલાની વધામણી લાવેરે, છોગાળાજી. ૧૧
આવ્યો આસો તે આનંદકારીરે;

પ્રભુએ પુરવની પ્રીત વિચારીરે, છોગળાજી. ૧૨
આવી ભેટયા તે અંતરજામીરે;
સુખસાગર પ્રીતમનો સ્વામીરે, છોગાળાજી. ૧૩

---

## માસ ગરબો.

ફાગણ માસની હોળી રમવારે;
આવો ગોપીને મન ગમવારે, ગુણવંતાજી. ૧
ચૈતરનાં તે ચંપા ફૂલરે;
અબળાના ઓળંભા ઉલાળેરે, ગુણવંતાજી. ૨
વૈસાખે તે વ્રજની ગોપીરે;
રહી તનમન તમને આરોપીરે, ગુણવંતાજી. ૩
જેઠે જગત વેરી કીધોરે;
એક શરણ તમારો લીધોરે; ગુણવંતાજી. ૪
અસાડે તે મેહુલો વરસેરે;
કોણ તમ વિના ધીરજ દેશેરે, ગુણવંતાજી. ૫
શ્રાવણની તે શોભા સારીરે;
ઘેર આવો શ્રી ગિરધારીરે, ગુણવંતાજી. ૬
ભાદરવે તે ભજન તમારૂંરે;
સૂતાં બેઠાં તે શ્યામ સંભારૂંરે, ગુણવંતાજી. ૭
આવ્યો આસો શરદ અજવાળીરે;

આવો આવો અવસર ભાળીરે, ગુણવંતાજી. ૮
કાર્તકે કમળ મુખ હરસેરે;
ત્યારે અમૃતના મેહુ વરસેરે, ગુણવંતાજી. ૯
માગસરે તે મોહન મળશેરે;
ત્યારે તારૂણીનાં દુ:ખ ટળશેરે. ગુણવંતાજી. ૧૦
પોષે પલક નથી વિસરતારે;
હવે શે નથી કરૂણા કર્તારે, ગુણવંતાજી. ૧૧
મહા મહીને તે મોહન લાલરે;
આવ્યા ઉડે અબીલ ગુલાલરે, ગુણવંતાજી. ૧૨
વસંત તણો રંગ રૂડોરે;
રમે રાધા ને ખળકે ચૂડારે, ગુણવંતાજી. ૧૩
પ્રીતમનો સ્વામી શામળીયોરે;
અબળા પર અઢળક ઢળીઓરે, ગુણવંતાજી. ૧૪

રાગ કાફી.

પદ ૧.

વાંસલડી વજાડીરે, જીવણ જમુનાં તીર; (ટેક)
ચિત્તડું મારૂં ચોરી લીધું, હુંશી હળધર વીરરે. ૧
અવળાં આભુષ્ણ સજવા લાગી, શુદ્ધબુદ્ધ ન મળે શરીર. વાંસ. ૨
ઘર આંગણીએ ધડી ના ગોઠે, મીન મરે વણુનીરરે. વાંસલડી. ૩
પ્રીતમના સ્વામીની લીલા, કુણુતપ કીધાં આહિરરે. વાંસલડી. ૪

પદ ૨.

ચતુરા ચાલીરે, મોહનજીને મળવા. (ટેક)
સુંદર વરમાં સુરત સમાણી, રૂપ રૂપમાં મળવા. ચતુરા. ૧
ગૃહ પરિત્યાગ કર્યા ગોપીજન, પ્રેમ હેમાળે ગળવા.ચતુરા. ૨
અંગે આભ્રણ સજતી બાળા,પ્રીત પુરવની પાળવા. ચતુરા. ૩
પ્રીતમના સ્વામી સંગ રમતાં, સુકૃત સુરતરૂ ફળવા. ચતુરા. ૪

રાગ ગોડિ.

પદ ૧.

સંધ્યા સમે શામળીઓરે આવે, ગોકુળની ગલીએરે.હેલી.
ચઢી અટારી નાર વધાવે, કુસુમતણી કળીએ રે. હેલી. ૧
અગર કપૂરે સજેરે આરતિ, નેહે નંદ રાણી રે. હેલી.
કનક વસન મણી કરે નુછાવર, આનંદ ઉર આણીરે હેલી. ૨
જૂથ મળ્યાં જુવતીનાં જોવા, રસિયાજીનું રૂપ. હેલી.
પ્રીતમનો સ્વામી શામળીઓ, અખીલભોવનનો ભૂપ.હેલી. ૩

પદ ૨.

નંદરાયને આંગણે, આનંદ ઉભરાઈ જાયરે. હેલી.
બ્રહ્મ અનાદિ અકળ પુરૂષનું, દરશન નિત્ય થાયરે.હેલી. ૧
મેસે મેસે મંદિર આવે, હરિવર મુખ જોવારે. હેલી.
વગર કહે આવીને વળગે, ગાવલડી દોહોવારે. હેલી. ૨
શિવ વિરંચી શારદા, જેનો પાર નવ જાંણેરે. હેલી.
પ્રીતમના સ્વામીની લીલા, આહીરડાં માણેરે. હેલી. ૩

પદ ૩.

પુલ તણી મંડળીમાં મોહન, ચંદનના વાગારે. હેલી.
નવલ લાલજે નીરખી નેણે, રૂદિયે રંગ લાગ્યોરે. હેલી. ૧
પુલ તણો શિર ફેંટો સોહે, ફુલતણી માળારે. હેલી.
ફુલ પછેડી ઓઢી અંગે, રંગે રૂપાળારે. હેલી. ૨
મણી મર્કત તનનીલ કલેવરે, કોટ કામ લાજેરે. હેલી.
અખિલ લોકનો આનંદ હરિને, અંગ અંગ રાજેરે. હેલી. ૩
નખ સિખ રૂપ રસિક વર કેરૂં, નયણ ભરી ન્યાળુરે. હેલી.
પ્રીતમના સ્વામીનીરે શોભા, ભાવ ધરી ભાળુરે. હેલી. ૪

પદ ૪.

રસિયુ રૂપ રહ્યું રૂદિયામાં, દેહ દશા ભુલીરે. હેલી.
સુંદર વદન સુધાકર જોતાં, મન માંહિ ફુલીરે. હેલી. ૧
આનંદકારી અટલ વિહારી, વચને વર્ણ્યો નજાએ. હેલી.
એના સ્વરૂપ તણા સાગરમાં, નેણાં ગોથાં ખાએ. હેલી. ૨
અંગ અંગની સુંદરતા પર, કોટ કામ વારૂરે. હેલી.
પ્રીતમના સ્વામીની સાથે, મન મોહ્યું મારૂરે. હેલી. ૩

રાગ વેરાડી.

પદ ૫

આનંદકારી અખંડ વિહારી, મારે મન વસિયોરે. હેલી.
કોડ બ્રહ્માંડનો કર્તા હર્તા, રાધાવર રસિયોરે. હેલી. ૧
નિરગુણ બ્રહ્મ સગુણ થઈ શોભ્યો, સેવકને સ્નેહેરે. હેલી.

લીલા ગોપ કરી ગોપીવર, મનુષ્ય તણા દેહેરે. હેલી. ૨
શું જાણે સંસારિ એમાં, અનંત કળા એનીરે. હેલી.
દયા કરે તે દરશન પાંમે, નજર ઠરે તેનીરે. હેલી. ૩
જયાં જેવો ત્યાં તેવો જીવન, જોશે તે જાંણેરે. હેલી.
પ્રીતમ પ્રભુનો પ્રેમ સુધારસ, પ્રેમી જન માંણેરે. હેલી. ૪

પદ ૬.

રમણિક રૂપ રસિક વર કેરૂં, નિગમ અગમ ગાએરે. હેલી.
વ્રજ જને વાલપણે વશ કીધો, ઘેર ઘેર ગોરસ ખાયેરે. હેલી. ૧
જેનું ધ્યાન ધરે શિવ બ્રહ્મા, તનમન ધન વારેરે. હેલી.
તે ગોવિંદ ગોકુળની સ્નેહે, ગાવલડિ ચારેરે. હેલી. ૨
જપ તપ જયાગ જગ્ન વ્રત દુર્લભ, જોવા દેહ દમેરે. હેલી.
પ્રીતમનો પ્રભુ પ્રેમ સ્નેહી, પ્રેમી સંગે રમેરે. હેલી. ૩

રાગ વેરાડી.

કાગળ.

સૈયર સૌ મળીરે, લાવો કાગળ એક લખીએ;
વાહ્મ વાંચશેરે, વિનંતી કહીછે વ્રજ સખીએ. ૧
હરિ આવ્યા નહિરે, હવે કહોને કેમ રહેવાએ;
વેદના વેહ તણીરે, તેણે જીવલડો તો જાએ. ૨
સ્વસ્તિ શ્રી મધુપુરીરે, લીલા સાગર અતી અંગમાં;
ઉપમા શી કહુંરે, પૂજયારાધે ઉત્તમોત્તમ. ૩

ચતુર પ્રવિણ છોરે, પરનારિ સહોદર શ્યામ;
જુગમાં સૌ જપેરે, ગંગાજળ નિર્મળ નીજ નામ. ૪
પ્રાગવઠ પંખીનારે, છો તમો ચૌદ વિદ્યા ગુણજાણ;
તમો ત્રિભોવન પતીરે, સાચું બોલું અર્થની આંણ. ૫
ઓછું એટલુંરે, કહે છે કુબજા કીધી નાર;
અમો લાજી મૂવાંરે, સાંભળતાં એવા સમાચાર. ૬
કન્યા કેટલીરે, રાજકુંવરને શાની ખોટ;
નીરલજ નવ થૈએરે, હસવું આવી રહ્યું છે હોઠ. ૭
અશર્ણાશરણ છોરે, નટવર નાગર નંદકુમાર;
લખીએ કેટલુંરે, કાગળ થોડો સ્નેહ અપાર. ૮
સુજશ સોહામણોરે, ગાએ શિવ ચતુરાનન શેષ;
ગણપતિ સારદારે, લખતાં પાર ન પામે લેશ. ૯
મુખડાં નાળિએરે, દુઃખડાં ટાળો દર્શન દેઇ;
પીઉ પરમાર્થીરે, પ્રભુ પ્રીતમનો પ્રેમ સ્નેહી. ૧૦

રાગ કલ્યાણ.

પદ.

અહો લાલ મેરે, એક પલક સો કલ્પ જિતે;
બિન મૂખ દેખે જુગતરે. ( ટેક )
ભયો આનંદ પરમ સુખ સાગર, સુંદર બદન તન હેરે
પ્રીતમકે પ્રભુ પ્રાણથી પ્યારે, રહો નૈન નિતરે૦
અહો લાલ મેરે. ૧

પદ ૧.

કહેત નંદ રાણી, સુંદર બદન બિલોકી લાલકો;
બોલી સુધાસમ વાણી. ( ટેક ) ૧
આજકી ઘેન કોન બનચારી, મેંવારી રામજીએ જાની;
પ્રીતમકે પ્રભુ પ્રેમ સ્નેહી, સબ વિધ વાત વખાણી. કહેત૦ ૨

પદ ૨.

મોરલી મદન મદ માતી, દેખ આલી મોરલી મદન મદમાતી;
નૌતમ બાજત મનહુ ન લાજત, પરમ મુદિત રંગ રાતી. દેખ.૧
જડ ચૈતન ચૈતન જડ કિને, સુંદર શ્યામ સુહાતિ;
પ્રીતમકો સ્વામીકો અધરસ, પ્રેમે પીવત દીનરાતી. દેખ. ૨

પદ ૩.

શ્યામ તેરે પદસ રોજ પરવારી, શ્યામ તેરે પદસરોજ પરવારી.
( ટેક ).
મંગલ કરત હરત સબ દુઃખન, ઉર રાખે ત્રીપુરારી. શ્યામ. ૧
જે પદ મૂલ પ્રગટ ભઇ ગંગા, ત્રીભોવન પાવનકારી;
પ્રીતમ સોઇ ચરણરજવંદે, તન મન ધન બલિહારી. શ્યામ. ૨

પદ ૪

રૂપ રાસ રંગ ભીને નવલ પીયા, રૂપ રાસ રંગ ભીને નવલ
પીયા. ( ટેક ).
આનંદ કંદ અખંડ અવિનાશી, સુંદર નેણ સલુણે. નવલપીયા.
કૃપા દલ કરી જા પર દેખો, સોઇ નર નરસે કીને;
પ્રીતમકે પ્રભુ પ્રાણજીવનધન, પરમ ચતુર ચિત ચિને. નવલ.

પદ ૫.

રાગ ગરબો.

રાંણી રાધકા રસીક રૂપ રંગ છે લોલ;
શુભ શોભિતા શણગાર સાર છે લોલ. ૧
કુંકૂમ લેઇને લલાટ ચાંલ્લો કર્યોરે લોલ;
સેંથે સિંદુર ને માંગ મોતિએ ભર્યોરે લોલ; ૨
નેણમિન ચક્ષ ચપલ જાણે ખંજનરે લોલ,
કાજલ રેખનું વિષે કર્યું અંજનરે લોલ. ૩
વેણુ ઝેણ પાડી ગુંથી ઘણી જુક્તમાંરે લોલ,
ઝાલ દામણી જડાવ મણી મુક્તમાંરે લોલ. ૪
સાગર છીપ સ્વાંત ટિંપનુ નીપનુરે લોલ,
નાક વેશર મોતિ તે રમણ દિપનુરે લોલ. ૫
અધર બિંબ દંત દાડમ કેરી કળીરે લોલ,
પાન બીડીને પ્રસંગે રંગ રહ્યો વળીરે લોલ. ૬
વદન શોભિતું કોકીલા સ્વરે સુંદરીરે લોલ,
કંઠે કંઠી હારમાળા ચીણુ ચોસરીરે લોલ. ૭
સોહે સોનેરી જડાવ હાથ ચુડલોરે લોલ,
વીંટી અંગુઠી કલ્લાંનો રંગ રૂડલોરે લોલ. ૮
ઓઢી ઓપતિ સોરંગ રંગ ચુદડીરે લોલ,
અંગ નંગ એક એકને અડો અડીરે લોલ. ૯
કટિ કેસરી સોલંક જાંગ કદલિરે લોલ,

ધર્યા આભૂષણુ અનેક પગ આંગળાંરે લોલ. ૧૦
વાજે વિંછીઆ વિસાલ ચાલ હંસનીરે લોલ,
સખી ઉપની અનેક એના અંશનીરે લોલ. ૧૧
કોટી કોટ ઈંદુ તપે જેના તેજમાંરે લોલ,
ગોપી ગોકુળ એના અવેજમાંરે લોલ. ૧૨
પ્રસ્વેદ બિંદુ વ્રજ સુંદરીના અંગનાંરે લોલ,
તેની ઉપની અનેક ત્યાં દેવાંગનારે લોલ. ૧૩
તેના સહસ્રમા ભાગની સખી સહીરે લોલ,
નાર સંસારની નીપજી રહીરે લોલ. ૧૪
રાધે રૂપ રંગ ખાણુ ચાતુરી તણીરે લોલ,
એની ઉપમા દેવાની બીજી નહિ ઘણીરે લોલ. ૧૫
પરમ સુંદર સ્વરૂપ છે સોહ્યામણુંરે લોલ,
જશ જીવ્યાએ કરી કેટલા ભણુંરે લોલ. ૧૬
નિગમ શારદા વિચાર જેનો નવ લહેરે લોલ,
જન પ્રીતમ તે મંદમતિ શું કરેરે લોલ. ૧૭

---

## આરતી.

જે રઘુવર રાયા, જે રઘુવર રાયા, આરતી આનંદે ગાસુ;
વ્યાપે નહિ માયા, જે રઘુવરરાયા, જે રઘુવર રાયા. ૧
કીટ મુગટ મકરાકૃત કુંડળ, ભાલ તિલક રાજે;

કમળ નેણ કેસરિયો વાઘો, ધનુષ બાણ રાજે. જે રઘુવર૦ ૨
હિરા હેમ રત્નમણી માળા, માણેક ગજમોતી;
ભુજ કંકણ બાજુબંધ પાંચી, નખ મણીગણ જોતિ. જે રઘુવર૦ ૩
પિત્ત વસન તન સુંદર સોહે, આભુષણ અંગે;
જનક નંદની સતી શિરોમણ, સિતાજી સંગે. જે રઘુવર૦ ૪
ચરણ કમળ રજ મહિમા મોટો, અહલાજી ભાંખે,
જે સ્થલથી પ્રગટયાં શ્રીગંગા, શંકર શિર રાખે. જે રઘુવર૦ ૫
તિરથ સકળ વસે હરિ ચરણે, મૌનપણું ગ્રહેછે;
મુનિ મન ભમર સદા સુખ સેવે, આનંદમાં રહેછે. જે રઘુવર૦ ૬
સનકાદિક ઇંદ્રાદિક નારદ, સ્તુતિ શ્યામની ગાયે;
પ્રીતમ પ્રેમ ધરી પદ વંદે, બલિહારી જાયે. જે રઘુવર૦ ૭

---

## રણછોડજીની આરતી.

જે રણછોડ રાઆ, જે રણછોડ રાઆ;
અગર કપુરે કરૂં આરતિ, ગોપીવર ગાઆ. જે રણછોડ૦ ૧
સુરતરૂ કામધેનું ચિંતામણી, જેકો જન સેવે;
ત્રીબિધિ તાપ ન વ્યાપે તનમાં, ઇચ્છાફળ દેવે. જે રણછોડ૦ ૨
ચતુરાનંન પંચાન અખંડાનંન, શેશાનંન સમરે;
પદપંકજ રજ શિશ ચડાવે, તે નિશ્ચે ન મરે. જે રણછોડ૦ ૩
ઈશ્વર રજ સુજશ શ્રીસંગે, અંગે રંગ રાજે;

જ્ઞાંન વૈરાગ વસે પુરણ, ભવ સંકટ ભાજે. જે રણછોડ૦ ૪
રિધિ સિદ્ધિ નવનિધિ મુક્તી, ચતુરધા ચરણ તળે લોટે;
આનંદ મુળપરમ સુખ પાંમ્યો, કેમ બીજું ગોઠે. જે રણછોડ.૫
નખ શિખ રૂપ રસીકવર કેરૂં, જે રૂદિયે ધરશે;
કહે પ્રીતમ ગૌપદનીપેરે, ભવસાગર તરશે. જે રણછોડ૦ ૬

---

## ગરબો રણછોડજીનો.

દયા કરીને ડાકોર માંહી આવ્યારે. રણછોડજી.
રસીક જનને કાજ રંગ બનાવ્યોરે. ,,
પર્મ ચતુર હરી સેવકના સુખકારીરે. ,,
દાસ તણા દુઃખભજંન દેવ મોરારિરે. ,,
રાજલીલા કીધી રસીયા લાલરે. ,,
વૈશ્નવ જનને વાધ્યું ઘણું વહાલરે. ,,
છબી તમારી વેદે વર્ણવી ન જાએરે. ,,
નિરખે તેનાં નૈણાં તરપત થાએરે. ,,
મોર મુગટ મકરાકૃત કુંડળ કાનેરે. ,,
પીત વસન તન ધરીઆં તડીત સમાનરે. ,,
અંબુજ લોચન દુઃખ મોચન સુખકારિરે. ,,
નજરે કરે તેને ક્ષણમાં લે ઉગારિરે. ,,
વદન સુધાકર સુંદર સરખું જોઇરે. ,,

પ્રેમી જનનાં પ્રેમે રહ્યાં મનમોહિરે.  રણુછોડજી.
અનેક આભુષણુ નૌતમ શણુગારરે.  ,,
હીરા હેમ મણી તુળસીના હારરે.  ,,
ભૂજ કંકણુ બાજૂ પહોંચી મુદ્રિકારે.  ,,
કટી કંદોરા રત્ન જડીત રવિ સરખારે.  ,,
ચરણુ કમળનો મહિમા અગમ અપારરે.  ,,
સિંધુ સુતા શિવ રાખે રૂદે મોઝારરે.  ,,
ભોગ ધરે બહુ મતિ ભક્ત અનેકરે.  ,,
વાજાં વાગે ગાજે ગગન માંહીરે.  ,,
પંચ આરતી આનંદ ઓછવ થાએરે.  ,,
ગુણીજન ગાંધર્વ નેહે નાચે ગાએરે.  ,,
તપ્યા જીવને ઠરવાનું ઠેકાણુંરે.  ,,
સુરતરૂ સુફળ ફળ્યાં શી શોભા વખાણુંરે.  ,,
શોભા સાગર નાગર નવલ કિશોરરે.  ,,
જે જે શબ્દ ધૂની ઉઠે ચોદશરે.  ,,
નવલલાલનું રૂપ રૂદિયામાં ધરશેરે.  ,,
પ્રીતમ સરખા પતીત કંઇ ભવ તરશેરે.  ,,

૨.

ભર્યા ગોમતી નિર્મળ જળ ગંભીરરે.  રંગલાગ્યો.
સુંદર મંદીર સાધુનાં તેની તીરરે.  ,,
સુકીતવાંન જન સેવે સંત સમાજરે.  ,,

જીવન મુક્ત થયા તે જાંણો આજરે. રંગલાગ્યો.
ઠોર ઠોર સુંદર ફુલી ફૂલવાડીરે. ,,
વ્રજ વૈકુંઠની લીલા અહીં દેખાડીરે. ,,
કૃષ્ણ ચંદ્રની કથા નિરંતર થાએરે. ,,
સાંભળતાં દુઃખ જનમ મરણનું જાએરે. ,,
જ્ઞાંન વૈરાગ જોગની વાતો સહેલીરે. ,,
આઠે પહોર અખંડ આનંદની હેલીરે. ,,
દેહ દમનતો કરવું પડે નહીં કાંઇરે. ,,
જપ તપ તિરથ પ્રભુના પદ માંહીરે. ,,
ચરણ સરણનું સુખડું અધિક અપારરે. ,,
જાંણે તે માંણે મુકી સંસારરે. ,,
અમૃત પાન કર્યું જેણે એકવારરે. ,,
તેને અવર ન ગોઠે એક લગારરે. ,,
ભોવન ભોવન પ્રતિમા પધરાવીરે. ,,
ઘણી દયા ગુજરાત વિષેસ વધારીરે. ,,
બોડાંણે બહુ પ્રીત કરી પધરાવ્યારે. ,,
દાસ તણા તેડાવ્યા, અલબેલો આવ્યારે. ,,
પતિત પાવન દયા સિંધુ સુખની લહેરોરે. ,,
પ્રેમીજન પંખીને કલ્પતરૂ મોરારરે. ,,
અધમ ઓધારણ હરીજનના હિતકારીરે. ,,
પૂરણ બ્રહ્મ અખંડ આનંદ વિહારીરે. ,,

દરસનથી તન મનના તાપ નિવાર્યારે. રંગલાગ્યો.
પ્રીતમ સરણા પ્રાંણી પાર ઉતાર્યારે. ,,

---

## જુમનાંજીનો ગરબો.

જેજે જુમનાં જુગ તારણી, વંદ્રાવન ચંદની પટરાણીલાલ.
રંગ તોરંગીતે રવી નંદની, પરસે પાવન થાએ પ્રાણીલાલ.
જેજે જુમનાં. ૧
ભૂતળ ભગનીતે ધર્મ રાજની, જમ કંકરનું જોર ન ચાલેલાલ.
જેજે જુમનાં. ૨
જળ બિંદુ જેને અંગેઅડે, તેતો મોહન ચરણેમળેલાલ.
જેજે જુમનાં. ૩
ગોકુળ આવ્યાં ગૌ લોકથી, વિરજા વિશ્રામે વાસે વસીયાંલાલ.
જેજે જુમનાં. ૪
રત્ન મણીમયત્રઠ રળિઆમણું, જ્યાં ઝીલે ગોપીજન રસિયાંલાલ.
જેજે જુમનાં. ૫
કુસુમ કમળ દળ પ્રેમ પાંખડી, મધૂકર મોર ચકોર હંશલોલાલ.
જેજે જુમનાં. ૬
કૃષ્ણ વરણ પ્યારી શ્રીકૃષ્ણની, નહિ કોઇ ત્રિભોવનમાં એતોલેલાલ.
જેજે જુમનાં. ૭
રાધા માધવ રહે જ્યાં રંગમાં, સખી સહચરી સંગે સોહાગીલાલ.
જેજે જુમનાં. ૮

નવઘન નિર્મળ નીર શોહામણું, પ્રીતમ પરશે તે બડભાગીલ:લ.
જેજે જુમનાં. ૯

## ગંગાજીનો ગરબો.

ભૂપ ભગિરથ ભક્ત શિરોમણી, જક્તપાવની ગંગાલાવ્યાલાલ.
શુંશરીસહસ્ત્ર ધારા શીવપર પડી, શંકરશિશતરંગસમાવ્યોલાલ.
રાજા એક પગે ઉભો રહ્યો, મહા વિકટજ્યારે તપ જોયું લાલ.
શિવજી દયાળે દયા ત્યારે કરી, લઇ શિર લટ નીચોવીલાલ.
તે ઉદકની ત્રણ ધારા થઈ, ગઇ ગગન ભૂતળ પાતાળે લાલ,
વરકણુ કીધી વળી વિવેકશું, પતીત પાવનની દયાળે લાલ.
ગઇ ગગનને નામ મંદારણી, રહી ભૂતળે તે ગંગ કહેવાયે લાલ.
પહોંચી પાતાળે તે પરભાવતી, મહીમા નિગમ નિરંતરગાએલાલ.
આગે આગે રથ રાજા તણો, પાછળ પાછળ ગંગા લહેરી લાલ.
પૃથ્વી પાવન કરતાં પરવર્યાં, કાશી પાગ સોરમ ત્રઠ હેરી લાલ.
પગ પગ પુન્ય જજ્ઞ અસ્વમેધનું, જે જાએચિત્તમાંધરીકાશી લાલ.
મંજન પાંન કરે જે માંનવી, રૂપ ચતુર્ભુજ વૈકુંઠવાસી લાલ.
દરશે પરશે ગંગ તરંગને, તે જાંણે મોટા બડભાગી લાલ.
પ્રીતમ તેનાઆવે ગર્ભવાસમાં, જે જન પ્રભુ પદના અનુરાગી લાલ.

## ભકત નામાવળી.

જે ગુરૂદેવ દયાનિધી સ્વામી, સકળ લોકકો અંતરજામી.

ભક્ત ભાઇજી સદગુરૂ દેવા, તનમન લાયક કરૂનીજ સેવા.
ભક્ત અનેક ભયે હે આગે, જાકે નામ લીએ અઘ ભાગે.
સોળ પાર્ખત સેવક સાચે, શ્રીપત સંગ સદા રંગ રાચે.
કમળા ગરૂડ પવનસુતદાસા, હરીકે ચરણ કમળકી આશા.
સનકાદિક નારદ શિવ બ્રહ્મા, શારદ શેશ લહે હરિ મહિમા.
ગણપતિ સૂરપતિ સૂરજ ચંદા, અગમ નિગમ સમરે ગોવિંદા.
નિર સમિર ભોમ્ય આકાશ, અગ્નિ આવ સકળ હરિદાસા.
વ્યાસ વાલમિક શુક પારાશુર, સનક જનક જદુ નવ જોગેશ્વર.
આમરિષ પ્રહેલાદ વિભિછન, સવરી ગિધ અગસ્ત સુતિક્ષણ.
અએદ મએદ અંગદ નલી નીલા, જાંબુવાન સુગ્રીવ શુશિલા.
નંદ આદ્ય વ્રજભક્ત સમાજા, મોરધજ તામરધર રાજા.
વિદુર સુદામા પાંડવ દાસા, ઉધવ અક્રુર નિકટ નીવાસા.
ચંદ્રહાસ બળી ભિષ્મ જે દેવા, રંનદેવ અલરક હરિસેવા.
રામાનુજ નિમાદિત આચાર્યજ, વિદમુ શાંમઅરૂમાધ્વાચારજ.
કળિમાં ભએ નાંદેવ કબિરા, રાઇદાસ પીપામતિ ધીરા.
રંકા બંકા સેન્યા નાઈ, કેવળ કુબાનાં મીરાંબાઇ.
સાજનાં દવા દેવાકરદાસ, રસીક મોરાર અતિ પ્રેમપ્રકાશ.
કૃષ્ણદાસ અગ્રાનંદ સુરસાગર, સૂરકિશોર અલનરસિંહનાગર.
સુરસાંમ પ્રેમાનંદદાસા, શ્રિધર માધો પ્રેમુ વિલાસા.
નંદદાસ ચત્રુભૂજ ચિતસ્વામિ, વલ્લભ વિઠ્ઠલ અંતરજામી.
શ્રીહરિ વિસરૂપા સગુનદાસા, રૂપ સનાતન કુંજ નિવાસા.

કૃષ્ન ચૈતન નિત્યાનંદ જેહિ, પ્રેમ પુંજ પ્રગટ કરિ દેહિ.
રન્ના વિતિ કર્મેતિ કર્મા, ગણેસ દેશલ પદ્પા પરમા.
મેનાવતિ સુનીતિ મદાલશા રાની, જન્મી મીરાંબાઇ સુખદાંની.
દેવહુતિ આકુતિ અનસોયા, અનુપાજગપત્ની જયંતિસતરૂપા.
મેરૂદેવિ અદીતિરેણુકા કૌસલ્યા, સતવતિદેવકિજસોદાઅહલ્યા.
કુંતા દ્રુપદિ મંદોદરી તારા, પદ્માવતિ સૌમિત્રા બલિદારા.
ગૌતમ ગર્ગ સતાનંદ અત્રી, વામદેવ વસિષ્ઠ જયાબાલિમિત્રિ.
યાજ્ઞિવલક ભારદ્વાજ ભુસંડિ, ઉર અંત હરિ ભક્તી અખંડી.
ભાગિરથ રૂખમાંગદ રાઇ, વિજ્જેનંદ વિશ્વ સુખદાઇ.
જસુ શાંમશ્રિભટ ત્રીલોચન, પ્રેમનિધિ પરિક્ષત દુઃખમોચન.
સુનિદેવ દેવલ મુચંદા, ભરથરી ગોપીચંદ બાજંદા.
અગ્રકિલ નાભા જન તુલસી, રામપ્રસાદ ભક્તિ હિએ હુલસી.
ઠાકોરદાસ ભજન અનુરાગિ, નારણદાસ પુરણ બડભાગી.
જુગલદાસ ભૂત ગંગા માઇ, સખી ભગવાંન સદા સુખદાઇ.
ધર્મદાસ અરૂ સાધુરામ, નંદલાલ સમરે નીજનામ,
સિતલદાસ આત્મા રાંમા, સેવાદાસ સદા સુખધામા.
પ્રેમદાસ નંદરાંમ હરિદાસા, જંનમોરાર મંગલ પદવાસા.
રણછોડ ભક્તિ દ્વારકાંદાસા, રાંમકૃષ્ણરસ પ્રેમ પ્રકાશા.
પ્રિયાંદાસ જશવંત જન જ્ઞાંની, અખો ગોપાલબૂટો બ્રહ્મધાંનિ.
નપટ નિરંજન રજબદાહુ, સુંદર કાલુ કેશો અનાહુ.
અમૃતરાયે અનુભવનંદા, મલુક મોરાર તુલસી ગોવિંદા.

બોપદેવ ભાલણુ ત્વચેત, શાંમ સદાધર એકનાથ સચેત.
વસનદાસ ધનરાંમ સુજાના, ભક્ત ભવાંન વ્રજનાથ કલાંણુા.
આનંદરામ અરૂ બાલકદાસ, રત્ન ભક્ત રાજે રવિદાસ.
પ્રભુરામ ગોવિંદ ભટ્ટ ઈચ્છા, તજી અસાર સારપદ પ્રીછા.
કુમનદાસ રામજી રંગી, કૃષ્ણુદાસ જે કૃષ્ણુ સુગંધિ.
ચાર સંપ્રદા બાવન દ્વારા, હરિ લીલાકે જાણુનહારા.
પ્રીતમ પ્રેમ પાઠકે અર્થે, ભક્તનામાવળી ગાઈ ગ્રંથે.
વસુધા કાગળ સાગર સાઇ, લખે શારદા ગનપતરાઇ.
કરે વિચાર સત કલ્પ પરજંતા, સંત સુજશ પાવે નહિ અંતા.
પ્રીતમ મંદમતિ વરણે કેસે, સાગર ખીપ ઉલેચે જેસે.



# સરસગીતા.

ગુરૂનું ધ્યાન ધરી, હરી ગુણ ગાઈશું;
પ્રીત રસ પ્રેમ કથા, પ્રેમીને પાઇશું. ૧
આગે જન અનેક થયા, વાણી વિસ્તારછે;
લીલા રસ સિંધુ સુધા, અનંત અપારછે. ૨
ઝીલા જન મુક્ત થઇ, અભે અભિલાખમાં;
તેણે રસ પૂરણ પીધો, છકાતે છાકમાં. ૩
જથા મતિ જેવી જેહુની, તેવું તે ઉચર્યા;
ભજયા જેણે ભક્તિ ભાવે, તેવા નિશ્ચે કર્યા. ૪
ઓધવના માન માટે, વિચાર્યું શ્રી કૃષ્ણજી;
એને વ્રીજ મોકલું વેગે, પોતે કર્યું પ્રશ્નજી. ૫
માતાને પુત્ર પ્રીય, પૂઠે ફરે નીહાળવા;
ઉપાય અનેક કરે, રોગને ટાળવા. ૬
એવા જન હરીને વહાલા, જાળવે જોઇને.
જરા અભીમાન આવે, નાખે સર્વે ધોઇને. ૭
ઉધવ એ એક મારી, ચિત્ત ધરો વાતડી;
વંદ્રાવન રાસ રમ્યો, શરદની રાતડી. ૮
તેતો સુખ સાંભર્યું મુને, તમને શું કહું;
જાણે તે વ્રજની નારી, મન સમજી રહું. ૯

ગોપીજન આત્મા મારો, નીમીસ ન વીસરે;
મુજને મળવા માટે, સહુ સુનાં ફરે. ૧૦
તેઓને જ્ઞાંન કરી, ઘણું સમજાવજો;
સૌનાં સંસય ટળે, એવું કરી આવજો. ૧૧
મારાં માત તાત કહીયે, જસોદા નંદજી;
તેણે બહુ લાડ લડાવ્યાં, અતી આનંદજી. ૧૨
વ્રીજજન સૌ સ્નેહી, ચિત્તમાં ચહાયછે;
અમો જે દીનના આવ્યા, દુઃખી તે થાયછે. ૧૩
આવ્યા અમો અવધ કરી, ફરીને ગયા નહિ;
વિજોગે પીડા પાંમે, સુખ આપો જઇ. ૧૪
મુગટ કુંડળ માળા, આભુષણ અંગનાં;
નીજ રથ બેસવા આપ્યો; ચેન શ્રીરંગનાં. ૧૫

સાખી.

ઉધવને આપી આજ્ઞા, વેગે કરો વ્રજ પ્રવેશ;
પ્રેમસ્નેહી સુંદરી, આપો હીત ઉપદેશ. ૧૬
તમો સરવે સધીરછો, જ્ઞાંનવાંન પરિમાંણ;
પ્રમોદો વ્રીજ જોસીતા, ઉધવ ચતુર સુજાણ. ૧૭

---

**ઉધવ આજ્ઞા માગી, રથ બેઠા જઇ;**
**વેગે વ્રીજ પંથ પળ્યા, જોવાની ઈચ્છા થઇ. ૧**

સંધ્યા અમે સુરભી સંગે, સુખે ત્યાંહાં આવીઆ;
જસોદાએ દીઠા જયારે, ભલા મન ભાવીઆ. ૨
નંદનજી ભેટયા ભાવે, આસન આપીઆં;
દયા કરી દીન જાંણી, દુઃખડાં કાપીઆં. ૩
શંકરક્ષણુ શ્યામ સુખી, કહો તે શું કરે;
ઉગ્રસેન અન્ય જાદવ, કેવા આનંદ ધરે. ૪
ઉધવ કહે સૌ સુખી, તમ પરસાદથી;
જેમ ગજ વ્રંદ નાસે, સિંહ નાદથી. ૫
એમ દુઃખ દીરઘ નાઠાં, દીઠા હળધર હરી;
મધુપૂર નર નારી, સુખ સોભા ધરી. ૬
નંદ આનંદ પામ્યા, સુજશ સાંભરી;
જેને એ ભેટયો ભાવે, તેની વેળા વળી. ૭
રૂડી રસોઇ કીધી, જસોદાએ જુક્તશું;
ભાવેથી ભોજન કર્યું, સાકરને દુધશું. ૮
પ્રેમે પલંગ બીછાવી, બેઠા બીડાં કરે;
અન્યો અન્ય ઉધવનંદ, લેઇ મુખમાં ધરે. ૯
જસોદા પૂછે પ્રીતે, ખબર લાલની;
જાદવ જુવતી શું જાણે, ગત્ય ગોપાળની. ૧૦
સ્વરૂપવંત કીધી, કંસની સેવકી;
બહુ બડભાગી કહીએ, વસૂદેવ દેવકી. ૧૧
એહનાં અટપટાં લક્ષણુ, બાળપણે બહુ;

વ્રજ વધુ સર્વે સાંખ્યું, હેતે હસીયાં સહુ. ૧૨
અમે પુત્ર ભવિ ભાળ્યો, ઓઢણી ઓઢતો;
ત્રિતેપય પાંન કરી, પારણે પોઢતો. ૧૩
એણે સ્તન પાંન કરી, મારી તે પુતના;
કંઇના પ્રાંણ હર્યા કંસના દુતના. ૧૪
સકટાસુર અસુર એવો, આવ્યો અમ બારણે;
અમેતો કાંઇના જાણ્યું, પોઢ્યા પારણે. ૧૫
તેહુને પદ પ્રહારકરી, પ્રાંણ હેલામાં હર્યા.
કગાસુર આદી દૈત્ય, પાપી પ્રલે કર્યા. ૧૬
મુની ગરગાચારે જે કહ્યું, તેતો સરવે થયું;
માયાના આવ્રણ માટે, અમો કાંઇ નવલહ્યું. ૧૭
એકવાર નેણે નીરખું, કેશવરાંમને;
કહીએ કીરતારથ કરો, ગોકુળ ગાંમને. ૧૮
એમ કહી આંખભરી, આંસુડાં આવીઆં;
અમે તપ ઓછાં કીધાં, પાછાં કલ્પાવીઆં. ૧૯
ઉધવકહે એમ ન કીજે, તમોતો જાંણુછો;
એતો હરી અંતરજામી, તેના પ્રાણ છો. ૨૦
તમારાં ભાગ્ય ભલાં પુન્યનો પાર નહિ;
તમેતો નયણે નીરખી, લીલા અવતારની. ૨૧

સાખી.

પરસ્પર ગોષ્ટી કરી, ઉધ્ધવને નંદરાય;

હરીના ગુણ સંભારીને, પરમ મુદીત મન થાય. ૨૨
કૃશ્નકથા આનંદ મઇ, સુધા સિંધુ સુખસાર;
પ્રેમ પુનીત તે પાંમશે, કૃપા ક્રશ્ન મોરાર. ૨૩

૨.

સૂક્ષ્મ રજની રહી, વીતી ગઇ વાતમાં;
જાગી સૌ જુવતી જન, મન પ્રભુ નાથમાં. ૧
મહી વલોવા લાગી, સર્વે સુંદરી;
ગોપી ગુણ ગાન કરે, રસ ભાવે ભરી. ૨
ઊંચે સ્વરે ઉચરે એવું, આનંદે ગાઇને;
ઓ ક્રશ્ન બાળ સ્નેહી, ગયા કેમ વાહીને. ૩
નૌતમ નાદ તણી, શબ્દ ધુંન થાય છે;
ઉધવ આનંદ પાંમ્યા, જમુનાં જાય છે. ૪
આવ્યા રવિ તનિયા તીરે, સુખ પાંમ્યા ઘણું;
તન મન મંજન કરી, ધ્યાંન ધર્યું હરીતણું. ૫
સખી એક સદન થકી, બારણે નીસરી;
રથ નંદ બાર દીઠો, જોયું જુક્તે કરી. ૬
અક્રુર આવ્યા હતા, આવો રથ લેઇને;
સુખ સરવ સમેટું, ગયા દુઃખ દેઇને. ૭
રથ શે અરથે આવ્યો, વળી શું વીસર્યું;
જીવન પ્રાંણ જતે, પછી શું ઉગર્યું. ૮
અન્યો અન્ય વાત જાંણી, આવી સૌ સુંદરી;

પ્રીતે જસોદાને પૂછે, આવ્યા શું શ્રી હરી. ૯
એટલે ઉધવ આવ્યા, જમુનાં નાહીને;
હરીના જન જાણી, નમી પાય ધાઇને. ૧૦
જેવા જુગદીશ કહીએ, તેવા જન તેહના;
રૂપ ગુણ વરણુ એવો, શોભાવે દેહના. ૧૧
મુસ્તક મુગટ સોહે, તેજ ઘણું તે તણું;
તીલક કેસર કેરૂં, સુંદર સોહામણું. ૧૨
જગમગ જલકી રહ્યાં, કુંડલતે કાનમાં;
નેત્ર દળ કમળ જેવાં, લાગી પળ ધ્યાનમાં. ૧૩
પ્રપુલિત પ્રસન વદન, શરદ કેરો શશી;
નીરંતર એક હરી, રહ્યો રૂહિયે વસી. ૧૪
ઉર અત્યંત ઓપે, માળા મુક્તાતણી;
પીતાંબર અંગે ધર્યાં, શોભા દીસે ઘણી. ૧૫
ભૂજે ભલાં ભૂષણુ બન્યાં, રૂડા કર રાજે છે;
જોઇ પદ જુગલ છબી, મનમથ લાજે છે. ૧૬
ગોપી કહે ભલે આવ્યા, સખાછો શ્યામના;
લોકતો લાંઠ છે, મધુપૂર ગાંમના. ૧૭
મુખેતો મીઠું બોલે, મેલ ઘણો મનમાં,
જુઓ અમે સંગ કર્યા, મેલ્યાં મહાવનમાં. ૧૮

**સાખી.**

**ઉધવ કહે અમો આવીઆ, નિશાની ગમી એક;**

મોહને મને મોકલ્યો, કહેવા જ્ઞાંન વિવેક. ૧૯
શોક ન ધરશો સુંદરી, પ્રભુ સદા છે પાસ;
દ્વીત ભાવને પરહરો, રાખો દ્રઢ વિશ્વાસ. ૨૦

વિશ્રાંમ ૩.

મને શ્રી કૃષ્ણે કહ્યું, કહું તે કામની;
ભ્રમણા મનની મૂકો, ભજો હરી ભાંમની. ૧
હરીનાં હેતુ છો, તમો સૌ તારૂણી;
નિર્મળ જ્ઞાન ગ્રહો, તજો વિખ વારૂણી. ૨
ઓસના ઉદક જેહેવો, એવો સંસાર છે;
તેમાં એક તત્વ મોટું, સમજણ સાર છે. ૩
જે જને તન તપાસ્યુ, તેના સંસે ટળ્યા;
પ્રણવ ધ્યાંન ધરી, ભાવે હરીમાં ભળ્યા. ૪
નીરંજન વેદ ગાયે, તેતો ઘટમાં વસે;
એક દૃષ્ટે જોશો જ્યારે, ત્યારે દુગ્ધા જશે. ૫
ભીન ભાવ ભાગશે ત્યારે, બ્રહ્મને ભાળશો;
આત્મા અખંડ એવો, નિરંતર નિહાળશો. ૬
મોટા મુની જોગ સાધે, જેહને પાંમવા;
દેહનું દમન કરે, ભવ દુઃખ વામવા. ૭
સંસારમાં સુલભ હોયે, શેને તપ આચરે;
સુખ સમૃધ્ધિ મૂકી, શીદને નીસરે. ૮
જેહને વૈરાગ્ય વાગ્યો, સૌ મૂકી ગયા;

ગૃહે અંધકૂપ મૂકી, જઇ વનમાં રહ્યા. ૯
મોટા મોટા રાજ મૂકી, ગયા તપ સાધવા;
શીવ શમસાન સેવે, એને આરાધવા. ૧૦
સેહેસ્ર અઠાસી આઢે, જઇ વનમાં વસીઆ;
આત્મા સાધન કરે, પ્રગટી માહા દશા. ૧૧
માયાનો સંગ મૂકી, પળ્યાતે મહાવને;
ભાવે તે હરીને ભેટચા, ભૂલ્યા દેહ ભાવને. ૧૨
એવો ઉપદેશ અમારો, માનસો માનની;
ત્યારે તનમાંહે થશે, ભાળ ભગવાનની. ૧૩
પંડમાં પ્રગટ થશે, ભ્રાંતી સૌ ભાગશે;
નિજ સ્વરૂપ સાથે, જ્યારે લેહ લાગશે. ૧૪
અજંપા જાપ થાયે, જુઓ તેને ાંખીને;
હરખને શોક સૌએ, દૂર દો નાંખીને. ૧૫

સાખી.

નિજ સ્વરૂપ જ્યારે જડે, થાયે કલ્પના નાશ;
જેને હીંડે ખોળતો, તે પોતાની પાસ. ૧૬
ઉધવ કહે સૌ સાંભળો ચતુરા ચતુર સુજાણ;
પતીત ના આવે પ્રેમદા, તો પૂછો વેદ પુરાણ. ૧૭

## વિશ્રાંમ. ૪ થો.

પછે વ્રજબાળા બોલી, રીસ રખે ચઢે;

અમોતો અબળા જન, એવું કેમ આવડે. ૧
તમે જે જોગ કહ્યો, તમારા કામનો;
અમારો પીડનારો, ગોકુળ ગામનો. ૨
અરજ એક અમારી, ઓધવજી સાંભળો;
અમારા મનમાં વસ્યો, સુંદર શ્યામળો. ૩
અમેતો નયણે નિહાળ્યો, નટવર નાથને;
એણે મોહની લગાડી, સૌ વ્રજ સાથને. ૪
ધુતારામાં ધુત વિદ્યા, મુખે શું વખાંણીએ;
એનાં અનેક ચરિત્ર, અમે સૌ જાણીએ. ૫
જસોદા મારવા લેતાં, ક્રોધ ઘણો કરી;
ત્યારે નાસીને આવે, ભોવન અમભણી. ૬
કહેશે કોઇ રાખો મુને, મુખે એવું ભણે;
એને ઘરમાંહે રાખીને, રહેતાં અમે આંગણે. ૭
ભોવન ભીતર પેસી, ઉદ્યમ એવો કરે;
મહી પીવા માટ ફોડી, માંખણ મુખમાં ધરે. ૮
અમો જયારે આવીએ પાસે, નાસીને નીસરે;
એણે એવાં કામ કર્યાં, કહો કેમ વીસરે. ૯
વચ્છનાં પૂછ ગ્રહી, ઉઠાડે આંમળી;
બેળે બાળક જગાડે, ઘોચે આંગળી. ૧૦
એને ડરે ઉંચું કાંઇ, મૂકીએ સૌ સખી;
અનુખલ ઉપર ચઢી, પાડે તે તાંહાં થકી. ૧૧

એક વાર એમ વીચાર્યું, બાંધુ કર સાહીને;
લેઇને જઈ દેખાડું, જસોદા માઇને. ૧૨
એક દીન માંખણ ખાતાં, ગ્રહ્યા ગોવીંદને;
હવે કહાં નાસી જસો, કહ્યું કૃષ્નચંદ્રને. ૧૩
તાંણી બે હાથ બાંધી, ચાલી ચાંપે કરી;
ઉપર ચીર ઓઢાડયું, હીંડી હરખે ભરી, ૧૪
નંદરાણી માનતાં નહોતાં, જુવો હવે બાળને;
ભોવનમાંથી માંખણ ખાતાં, ગ્રહ્યા ગોપાળને. ૧૫
ઉપરથી અળગું કર્યું, અમર ઓઢયા તણું;
જુએ તો બાળ ગોપીનું, લજ્યા પાંમી ઘણું. ૧૬
નેહે નંદભોવનમાંથી, દીઠા હરી આવતા;
જોતામાં જુઠી પાડી, સુંદરી સર્વથા. ૧૭
અમશુ આળ ચઢાવે, શામાટે સુંદરી;
જુવતીનું જોર ન ચાલ્યું, હેતે હશિયા હરી. ૧૮
એવા હરી આનંદરૂપી, અમે જે દીઠડા;
બીજા અનેક ઉપાય, લાગે કેમ મીઠડા. ૧૯
જે જે સુખ અમને આપ્યાં, તે દુર્લભ દેવને;
બીજુ શું ધ્યાંન ધરૂં, તજી સ્વયમેવત્તે. ૨૦

**સાખી.**

પ્રગટ સ્વરૂપ સુંદર વદન, રસીક છબી ઘન શ્યામ;
તે શું મન અટકી રહ્યું, ક્ષણું ખસે નહિ અન્ય. ૨૧

નાગર નવલ કિશોરસું, બાંધી પૂરણ પ્રીત;
અવર વાત ભાવે નહિ, એહ અમારી રીત.　૨૨

## વિશ્રામ ૫.

ઉધવ અળખા તમે, એતો સાચું કહ્યું;
એવું રૂપ અટલ એહેવું, સૌ ઘટમાં રહ્યું.　૧
બોલે તે બીજો નહિ, તમમાં તેજ છે;
વિશ્વમાં વ્યાપી રહ્યો, અખંડિત એજ છે.　૨
તેતો ભરપૂર ભરો, પંડ બ્રહ્માંડમાં;
જેમ રવિ જુજવો દીસે, ભાસે બહુ બ્રહ્માંડમાં: ૩
એક અનેક રૂપે, બહુ વિધ્ય બોલતો;
વીધ વીધ વેસ ધરી, દીસે છે ડોલતો.　૪
ભિન્ન ભિન્ન ભૂષણ બન્યાં, કુંદન એક છે;
નાંમ જે રૂપ ન્યારાં, જોયામાં વિવેક છે.　૫
એક સુત્ર ભાવે જોતાં, જેવાં પટતંત છે;
સાગર અગાધ અંબુ, લહેર અનંત છે.　૬
અવની એક રૂપે, બીજાં બહુ પાત્ર છે;
અગ્નુ લોહ કરે, શાંનાં સહસ્ત્ર છે.　૭
જેમ કાંઇ સાકર કેરી, બહુ મીઠાઇ કરે;
સરવે સાકર જાંણો, બીજું નહિ નીસરે.　૮
સુરભી સ્વરૂપ ધર્યાં, વરણ વિચિત્ર છે;
તેનું પય એક રૂપે, પરમ પવિત્ર છે.　૯

એમ તમે આત્મા જાણો, અરૂપી એહ છે;
ઉત્તમ ને અધમ એતો, દીઠામાં દેહ છે. ૧૦
કાષ્ટમાં અગ્નિ કહીએ, એમ અવિનાશી છે;
સર્વમાં સાક્ષી રૂપે, નિરંતર વાસ છે. ૧૧
કસ્તુરી મૃગમાં વસે, જોતાં વનમાં ફરે;
પીમળ પાસેથી આવે, ભૂલે ભટકી મરે. ૧૨

સાખી.

એમ સકળ સંસારમે, વસે હરી ભરપૂર;
જીવ દશા મટે નહિ, ત્યાં સુધી દેખે દૂર. ૧૩
જથારથ જાંણ્યા વિના, જીવદશા નવ જાય;
ત્યાંહાં લગી ઉપજે કલ્પના, અજ્ઞાંને અથડાય. ૧૪

વિશ્રામ ૬ ઠો.

પછી વ્રજગોપી વદે, ઉધવ ચિત્ત ધરો;
તમે તો એમ કહ્યું, હરી સભરા ભરો. ૧
ત્યારે કોણ પીડા પાંમે, કોણ જન્મે મરે;
એતો કાંઇ અચરજ મોટું, સંસે કેમ નીસરે. ૨
ત્યારે સે સુખના પામે, જીવ સંસારના;
શા માટે દુઃખમાં ડૂબે, પ્રાણી ખાંણ ચારના. ૩
વળી શ્રી કૃષ્ણ જેવા, સરવે શે નથી;
ખરે ખરી વાત કહીએ રોષ ના મળે રતી. ૪

અમારે અવશ્ય બીજું, ચિત્ત આવે નહિ;
સુંદર સ્વરૂપ વિના, મન ભાવે નહિ. ૫
સરોવર સરિતા બહુ, ભર્યા સઘળે સિંધુ;
ચાત્રુક ચાંચ ન બોળે, પીયે પડત બિંદુ. ૬
સાગરમાં છીપ રહે, ઊંડી એકાંતશું;
જરા જળ ભેદે નહિ, પ્રિત રત સ્વાતીસુ. ૭
જલ વિના દાદુર જીવે, મીન જાએ મરી;
પ્રાણુ ગયે પ્રીત ન છૂટે, ટેક તેની ખરી. ૮
એવી છે ટેક અમારે, અબળા સાથને;
તનમન સર્વે સોંપ્યું, નટવર નાથને. ૯
પ્રીતની રીત ન્યારી, નથી તે પુરાંણુમે;
પ્રીછે કોઈ પ્રેમ સ્નેહી, વેંધ્યાં રસ બાંણુમે. ૧૦
અમો એને વિજોગે, સૌ સૂનાં ફરૂં;
મનતો મોહન પાસે, સાધના શું કરૂં. ૧૧
હતું મન એક મારે, તે તો હરીએ હર્યું;
ગયુ સ્વરૂપ માંહે, ફરી નવ નીસર્યું. ૧૨
ઉધવજી પ્રેમની પીડા, હશે તે જાંણુશે;
પ્રસુતા વિના વેદના કોયે, કેમ પરમાંણુશો. ૧૩

સાખી.

ઉધવ એમ દુઃખીઆં કર્યા, દીધા છબીલે છેહ;
પહેલી પ્રીત વધારીને, પછે પરહર્યા જેહ. ૧૪

વિશ્વાસે વાહીને, ઘાત કરે કહો કોણ;
વળી વચન જે કહાવીયું, દાઝયા ઉપર લુણ. ૧૫

વિશ્રામ ૭.

ઉધવ આવડું અમો, પહેલાંતો નવ લહ્યાં;
કોને કહીએ મુખમાં દાઝયાં, મન સમજી રહ્યાં. ૧
અમે લોક લાજ લોપી, એને ભાવે ભજયાં;
તોએ તરછોડી નાંખ્યાં, તુચ્છ કરીને તજયાં. ૨
હવે હરી શીદ આવે, સગપણ શું રહ્યું;
મધુપૂર રાજ મળ્યું, પ્રીજ વેરી થયું. ૩
વળી વિશેષે મળી, કંસ દાસી કુબજયા;
તેનો સંગ કર્યો, ભલા જુગમે ભજયા. ૪
નવા નવા ખ્યાલ કરી; વ્રીજમાં ખેલતા;
અહલ્લાણું અબળા કેરો, સંગ ન મેલતા. ૫
એક સમે ઝીલવા પેઠાં, હરી હેરે પડયા;
અબલાનાં ચીર ચોરી, જઇ કદમે ચઢયા. ૬
જોયું જયારે જુવતી જને, દીઠા દીનાનાથને;
મનમાં લજ્જા આવી, સૌ સખી સાથને. ૭
હસી હરી બોલ્યા એવું, ફાવ્યો દાવ અમતણો;
કેમ તમો નગ્ન નાહ્યાં, દોષ ઉપજયો ઘણો. ૮
વરૂણ તરૂણ તણી, મૃજાદા નવ ગણી;
માટે અપરાધ પડયો, અનીતિ એ ઘણી. ૯

તમે સૌ જુવતી જન, જળ થકી નીસરો;
રવિસાંમાં રહી, સવાસો પ્રણામ કરો. ૧૦
પછે પટકુળ આપું, પહેરીને પરવરો;
વિનતાએ મન વિચાર્યું, કૃશ્ને કહ્યું તે કરો. ૧૧
મનમેલના ધરી, નારી સૌ નીસરી;
સત્ સત્ પ્રણામ કર્યા, સૂરજને સુંદરી. ૧૨
પછે સૌ અમર આપ્યાં, અબળાએ અંગ ધર્યાં;
કહો કે એનાં ચરિત્ર કેહેવાં, કહો કેહેવાં કર્યાં. ૧૩

સાખી.

અનેક ચરિત્ર છે એહુનાં, કોઇ ન પામે પાર;
ગોકુળમાંલીલાકરી,દીન બાવન વરસ અગીઆર.૧૪
વીવીધ વીધનથી ઉગારીઆં, બ્રજજનને બહુવાર;
જેજે અસુર આંહીઆવીઆ,તેનો કર્યોનીસ્તાર. ૧૫

વિશ્રામ ૮ મો.

જમલાઅર્જુન હતા, નંદજીના ચોકમાં;
તેનો ઉદ્ધાર કર્યો, ગયા સુર લોકમાં. ૧
અઘાસુર અસુર આવ્યો, છાનો છૂપીને રહ્યો;
મારગમાં મુખ વિકાસી, સર્વને ગળી ગયો. ૨
પછી શ્રી કૃશ્ને તેને, સારી શિક્ષા કરી;
સુખે સ્વર્ગ લોક ગયો, ના આવ્યો પાછો ફરી. ૩

બગાસુર આવી બેઠો, કહીએ શું તે મંદને;
જીવન જળ પીવા ગયા, ગળ્યા ગોવીંદને. ૪
ઊદરમાં અગ્નિ ઉઠી, કેમ રાખી શકે;
ચાંચ ગ્રહી ચીરી નાંખ્યો, પડયો પૃથ્વી વિષે. ૫
વચ્છાસુર વૃષભ રૂપે, આવ્યો કપટેકરી;
તેનો પગ સાહી પછાડયો, મૂળ ગયો મરી. ૬
એક સમે વચ્છ ચરાવે, જમુનાં તીરમાં;
ભાવે હરી ભોજન કરે, સૌ આહીરમાં. ૭
એવે સમે અજ આવ્યા, અંતરીક્ષ ઉભા રહ્યા;
બાળ ચેષ્ટા જોઇને, મન વિસ્મય થયા. ૮
વીરંચીએ મન વિચાર્યું, વચ્છ હવડાં હરૂં;
પછે પ્રભુતાઇ લહેવાશે, હશે ખોટું ખરૂં. ૯
માયાનો પડછો નાંખી, ગોપ્ય કર્યા ગૌ;
આતુરમાં જોવા આવ્યા, હરીના સખા સૌ. ૧૦
બેસો વ્રજબાળ સૌ, એવું બોલ્યા હરી;
મંડળીની જુગ્ત આવી, ના આવે પાછી ફરી. ૧૧
એમ કહી ચાંપે ચાલ્યા, કરગેડી ગ્રહી;
જોયું ઘણું જુગ્તેકરી, વચ્છ દીઠાં નહી. ૧૨
જયારે વચ્છ નજરે ના આવ્યાં, પ્રભુ પાછા ફર્યા;
માયાપટ ઉપર નાંખી, સખા સહુ આવર્યા. ૧૩
પછે મનમાં વિચારી પાછાં પેદા કર્યાં;

વચ્છને ગોવાળ સૌ, રૂપ તેવાં ધર્યાં. ૧૪
એમ ખટમાસ વીત્યા, બ્રહ્માએ ભાળીઉં;
ચત્રુભુજ ગોવાળ સૌ, એવું જયારે નીહાળીઉં. ૧૫
અજ આવી પડયા, નેહે નંદલાલને;
અમો સામર્થ નહિ, જોવા તમ ખ્યાલને. ૧૬
અમો અભિમાની એવા, તમને નવલહ્યા;
હવે હરી ક્ષમા કરો, જે જે અપરાધ થયા. ૧૭
તમો તો કરૂણા સિંધુ, કૃપા કીજે મુને;
કર જોડી વિનય કરી, બહુ ચતુરા તને. ૧૮
પછે પ્રભુ પ્રસન થયા, સંશય સૌ પરહરો;
અજનીજ ધાંમ જાઓ, સુખે સૃષ્ટિ કરો. ૧૯
પછે ગુણ ગાંન કર્યું, રૂપરૂદે ધરી;
બ્રહ્મા બ્રહ્મ સદન ગયા, ચિત્ત ચિન્યા હરી. ૨૦
કૃષ્ણ કરૂણા સિંધુ, અમો જે જાંણીએ;
કહો કેમ અવર બીજું, ચિત્તમાં આંણીએ. ૨૧

સાખી.

ચિત્ત વીત ચોર્યું અમતણું, આપ્યું સુખ અપાર;
નિત્ય નૌતમ લીલા કરે, વ્રજમાં નંદકુમાર. ૨૨
કમળ નેણ શ્રીકૃષ્ણજી, કોટી કાંમ છબી અંગ;
વીસાર્યા કેમ વીસરે, રૂદયે લાગ્યો રંગ. ૨૩

### વિશ્રાંમ ૯.

પછે વ્રજવાસીસૌ, ઇંદ્ર ઓછવ કરે;
મનમાં મધવા તણી, સેહેજ શંકા ધરે. ૧
ઘરડા ગોપ આવ્યા, નંદને બારણે;
સૌ સામગ્રી લાવ્યા, પુજાને કારણે. ૨
પ્રભુનંદ પાસે આવ્યા, પૂછ્યું ઘણું પ્રીતસું;
કોની! તમે પુજા કરો, આવી રૂડી રીતસું. ૩
નંદ કહે ઇંદ્ર કેરી, સૌ સેવા કરે;
એના પ્રેર્યા પ્રજન્ય આવે, સુખે સુરભીચરે. ૪
પછે શ્રીકૃષ્ણકહે, સાંભળો તાતજી;
સુરપતી શું કરે એમાં, હરીને હાથજી. ૫
સદા સમીપ રહે, સંકટ કાપશે;
ગોવરધન ઉચ્છવ કરો, ઇચ્છા ફળ આપશે. ૬
વ્રીજજને વાતમાની, કૃશ્ને કહીતે ખરી;
સૌ ગિરિપાસે ગયા, પ્રેમે પુજા કરી. ૭
અન્નને કોટ કર્યા, સહુ રિદ્ધ આંણીને;
પર્વતે રૂપ પ્રકાશ્યું, જીવન જાણીને. ૮
ઉપર સ્વરૂપ થયું, અષ્ટ ભુજા તણું;
વ્રીજજને દર્શન કર્યું, સુખ પાંમ્યા ઘણું. ૯
સહસ્ર ભૂજ સાથે કાઢયા, આરોગ્યા અન્નને;
પછે પ્રસાદ આપ્યો, સૌ વ્રજ જનને. ૧૦

ગિરિ ઘેર વળ્યાં, ઉલટ અતિ ઘણો;
સૂરપતીએ વાતજાંણી,ઓચ્છવભાગ્યો આપણો.૧૧
બારે ત્યાંહાં મેઘ બોલાવ્યા, ઇંદ્રે આજ્ઞાકરી;
જાઓ જળ વ્રષ્ટી કરો, વ્રજપર આદરી. ૧૨
ગગન ઘટા થઇ, ઘને કરી ગર્જના;
વ્યાકુળ લોક થયા, સૌકો વ્રજના. ૧૩
હસ્તી સમાંન પડે, બિંદુ મોટાં બહુ;
ધાઇ પ્રભુ પાસે આવ્યા, વ્રજવાસી સહુ. ૧૪
ચાલો ગિરિપાસે જઇએ, આપણને રાખશે;
આપણો ઇષ્ટ એ છે, દર્શન દાખશે. ૧૫
એમ કહી પ્રભુ પૂઠે, પ્રાંણી સૌ પરવર્યા;
આવો ગિરિ ઉંચો કીજે, એવું હરી ઉચર્યા. ૧૬
એમ કહી કર અડાડયો, પર્વત પુષ્પ થયો;
ચોરાસી કોસ વ્રીજ, સહુ ઢાંકી રહ્યો. ૧૭
ગોપી ગૌ ગોવાળ સૌ, સુખે લીલા કરે;
મલાર મોરલી વાગે, ગાયે ઉંચે સ્વરે. ૧૮
તેમ અતી વ્રષ્ટી કરી, સાત દહાડા સહી;
માણી પાસેર ન દીસે, આંચ લાગી નહિ. ૧૯
પ્રજન પીડા પાંમ્યા, પાછા ગગને ગયા;
સમાચાર સુરપતીને, સૌ માંડી કહ્યા. ૨૦
મેઘે મન વિચાર્યું, અન્યાય બહુ કર્યો;

હવે દુભાયા હરી, અણુઘટતું આચર્યો. ૨૧
હવે હરી શરણે જાઉં, કારજ સારશે;
કર્યા હોય કોટી ગુન્હા, દોષ નિવારશે. ૨૨
પછે કામદુરગા કેડે, ઈંદ્ર ત્યાં આવીઓ;
પ્રભુને પાયે પડયો, ગદ ગદ કંઠે થયો. ૨૩
પુજા બહુ પેરે કીધી, પ્રભુને જાણીને;
સુરપતે ચરણુધોયા, ગંગોદક આણીને. ૨૪
અમો પ્રભુ પ્રીછયું નહિ, પ્રગટ તમ તણું;
માહારી સુરજાદ ગઇ, લજ્જા પાંમ્યા ઘણું. ૨૫
ઇંદ્રે બહુ સ્તવન કર્યું, ત્યારે રીઝયા હરી;
મુસ્તકે હસ્ત મૂકયો, કૃશ્ને કરૂણા કરી. ૨૬
ઈંદ્ર નીજ ભોવન ગયો, ધ્યાન રૂદે ધરી;
અમર આનંદ પામ્યા, કુસુંમ વર્ષ્ટિ કરી. ૨૭
મઘવાનું માંન માંડયું, બંધન કાપીયું;
વ્રજ આનંદ વધાર્યો, અતિ સુખ આપીયું. ૨૮

સાખી.

સુખ આપ્યું વ્રીજસાથને, નાથ દયાનિધી જેહ;
ગીરીવરધર હરી મુગટ ધર, વસો રૂદેમાં તેહ. ૨૯
મહા મનોરથ રસીકવર, નાગર નંદ કીસોર;
પ્રેમ સ્નેહી શામળો, વ્રીજ વિનતા ચિત્તચોર. ૩૦

## વિશ્રામ ૧૦.

ઉધવ હરી એક સમે, રમે ગેડી દડો;
પોતાની ઇચ્છાએ કરી, જઇ જમુનાં પડયો. ૧
કાલંદ્રિનો આરો એવો, દેખી સૌકો ડરે;
માંહે થકી ઝેર તણી, જવાળા બહુ નીસરે. ૨
જોઇને કદમ કેરે, દોડી દ્રુમે ચઢયા;
નીર ગંભીર ગાજે, પ્રભુ તેમાં પડયા. ૩
વ્રીજમાં વાત એવી, શ્રવણે સાંભળી;
માનુની માહા દુઃખ પાંમી, સહુ ધરણી ઢળી. ૪
જસોદા નંદજીયે, કલ્પાંત બહુ કરી;
શુદ્ધ બુદ્ધ શરીર કેરી, સર્વે વીસરી. ૫
તારૂણી ટોળે મળી, આવે તે ઘાટમાં;
અબળા રૂદન કરે, અતિ ઉચાટમાં. ૬
ગૌ ગોપી ગોવાળ સૌએ, અન્ન જળ પરહર્યા;
તન ત્યાગ કરી શું, એહેવાં પણ આચર્યા. ૭
પછી પાતાળ માંહે, વાલે વગાડી વાંસળી;
સૌને સાતા થઇ, પીડા ત્યારે ટળી. ૮
નટવર નાગને જીતી, બારણે આવીઆ;
કાળીને કર ગ્રહી, ઉપર લાવીઆ. ૯
જમુનાં તણે પટે, પનંગને પાથર્યો;

ઉપર આનંદમાંહે, તાંડવનૃત કર્યો. ૧૦
પદને સ્પર્શે કરી, વીખ સર્વે ગયું;
અંતર નેત્ર ખોલ્યાં, જ્ઞાન ઘટમાં થયું. ૧૧
અહો મહા ભાગ્ય મારૂં, મુખે કરી શું કહું;
હતો ઘણું પતીત પ્રાણી, મહીમા નવ લહું. ૧૨
તેણે ત્યાં સ્તવન કર્યું, બહુ પ્રીતે કરી;
જથારથ જાંણી લીધા, જેવા હતા હરી. ૧૩
સિંધુસુતા સેવે જેને, ઉરપર લેઈને;
તેતો ક્ષણું એક ન મૂકે, શ્યામ સ્નેહીને. ૧૪
એવા પદ કોમળ કહીએ, મારે મુસ્તક ધર્યા;
જેને મુની ધ્યાંનમાં ધાયે, અતી ભાવે ભર્યા. ૧૫
એવી બહુ સ્તુતિ કરી, રૂદાયે રીઝયા હરી;
તેને અભેદાંન આપ્યું, બહુ કરૂણા કરી. ૧૬
પછી તેને આજ્ઞા આપી, મુખે એવું ભણે;
હવે જા જમનાં થકી, બેટ સાગર તણે. ૧૭
ગરૂડનો ભય નિવાર્યો, જા હવે નહિ નડે;
નાગને નીર્ભય કર્યો, ચરણ પ્રતાપ વડે. ૧૮
પછી પરીવાર લેઇ, પનંગતે પરવર્યો;
જમનાં જળ નિર્મળ કર્યું, ત્યાંથી નાગ નીસર્યો. ૧૯
પ્રાંણી આનંદ પામ્યા, નીરખ્યા નાથને;
આવી હરી ભાવે ભેટયા, સૌ બ્રીજ સાથને. ૨૦

અતી બળ અકળ એવા, હરી હરદે વશા;
કહો કેમ ગોઠે બીજા, અવર ઉપાય કશા. ૨૧

સાખી.

અવર ના ગોઠે ચિત્તમાં, જો કરો કોટી ઉપાય;
રૂદે કમળમાં રમી રહ્યો, સદા રસીકવરરાય. ૨૨
નંદ નંદનશુ નેહ અતી, નીમેશ ન વીસરે તેહ;
નેન ચકોર ગત સુંદરી, ચૌદ ચતુર વરણુ એહ.૨૩

વિશ્રામ ૧૧.

ઉધવજી ચીત અમારૂં, એણે ચોર્યું સહી;
એના સ્વરૂપ વિના, બીજું ગોઠે નહી. ૧
એક સમે સુરભી જોવા, નંદજી નીસર્યા;
રસીએ રૂદન કર્યું, પૂઠ્ય પરવર્યા. ૨
આનંદે કુજમાં આવ્યા, શોભા દીસે ઘણી;
તાંહાં વ્રખુભાંણુ સુતા, આવ્યાં એ વન ભણી. ૩
નંદજી પાસે દીઠો, કુંવર કોડામણો;
અંગ રંગ અનંગ છબી, સાગર શોભા તણો. ૪
રસ બસ રીઝી રહ્યાં, અન્યો અન્ય જોઇને;
રૂપ ગુણુ લક્ષણુ પૂરણુ, રહ્યાં મન મોહીને. ૫
એવે થઇ અભ્રઘટા, ચમકે દાંમની;
નંદજીએ પાસે બોલાવી, ભાવે કરી ભાંમની. ૬

લાડ લઇ જાઓ તમે, લાલને લેઇને;
અમારે ભોવન સોંપો, શ્યામ સ્નેહીને. ૭
તમસુત તેડી જાઉં, આનંદસું અમો;
શંસય તમે શીદ કરો, સુખે જાઓ તમો. ૮
હરીને હાથ ગ્રહી, હીંડી ગજગામિની;
મનમાં ભાવ ધાર્યો, ભેટ્યાનો ભાંમની. ૯
અલોકીક કુંજ આવી, વન ફૂલી રહ્યું;
પ્રભુએ રૂપ પ્રકાશ્યું, પ્રેમે પોતાતણું. ૧૦
અબલા આનંદ પામી, જઈ ચરણે નમી;
મનોરથ મનના થયા, શામા સુખમાં રમી. ૧૧
એવી લીલા અકળ એની, તારૂણીએ તે લહી;
સૂર સર્વ જે જે બોલે, પુષ્પ વૃષ્ટિ થઈ. ૧૨
એવું સુખ અમને આપ્યું, કોહો કોહોને હશે;
તે તો હરી જોઇસું જયારે, સુખસાતા થશે. ૧૩

સાખી.

સુખસાતા તારે થશે, જયારે જોઇસું નાથ;
અમે સૌ સુનાં ફરૂં, પ્રાંણુ પ્રભુની પાસ. ૧૪
ઉધવ એમ તમો જાંણુસો, કેમ જીવે જુવતી એહ;
આવ્યાની આશે કરી, રહ્યા હમારા દેહ; ૧૫

વિશ્રામ ૧૨.

એનાં બહુ ખાળ ચરિત્ર, સૌ ચતુરા લહે;

બીજા એને અકળ કરી, સૌ મોટા કહે, ૧
વ્રજ વિચિત્ર લીલા, જીવનજીએ કરી;
તેને અમો અબળા જાણું, રહ્યાં રૂદયે ધરી. ૨
નિત્ય નિત્ય નવલ નેહે, આંગણીએ આવતા;
મનોહર મોરલી વાતા, ભીતર ભાવતા. ૩
સંધ્યા સમે સાદ દેતાં, સુરભી દોહીને;
વહાણામાં વાટ જોતાં, વલોણું વલોઇને. ૪
સાકર માંખણ રાખી, આરોગવા આપતાં;
સાસુડી નણુદી આદે, સૌ સંતાપતાં. ૫
દુરીજન લોક લડાવે, સૌ તે સાંખતાં;
મનમાં સમજી રહેતાં, મુખે નવ ભાખતાં. ૬
મહી વેચવાને મસે, વેગે વનમાં જતાં,
વહાલાનું વદન જોવા, મન વ્યાકુળ થતાં. ૭
દધીનું દાણ લેવા, મારગ રોકતા;
રસની રાડ રચે, વહાલો વ્રજ જોસીતા. ૮
ગોપીનું ગોરસ પીવા, પરપંચ આદરે;
માનુનીનું મુખ જોવા, ઘુંઘટ પરોકરે. ૯
અરે તારી સુરત સારી, મહી મીઠું હશે;
અમને આપશો જ્યારે, કારજતો ત્યારે થશે. ૧૦
કોને કંઠ હાર આરોપે, કુસુમ કેરાકરી;
નયણાં કટાક્ષે કરી, તન મન લે હરી. ૧૧

પછે નાર પ્રસંન થઇ, દધી પાય પ્રીતસું;
હાસ્ય વિનોદ થાયે, એવા રસ રીત્યસું. ૧૨
અમને લાડ લડાવ્યાં, આનંદના ઓઘમાં;
કોહો મન કેમ માને, તમારા જોગમાં. ૧૩

## સાખી.

જોગ જુગત્ય જોગી કરે, જેણે મન વશ થાય;
મનમોહનશું મળી રહ્યું, તેણેજોગ કર્યો કેમ જાય. ૧૪
અમે રૂપનીશ્ચે કર્યું; અરૂપ ન આવે ચિત્ત;
દીઠું તે દીલમાં વસે, અણદીઠે શી પ્રીત. ૧૫

## વિશ્રામ ૧૭.

એક સમેધેન ચરાવે, ક્રશ્ન બળભ્રાતજી;
જમનાં તીર આવ્યા, સખા સહુ સાથજી. ૧
તરૂતણી શીતળ છાંયા, સુંદર સોહામણી;
ક્રષ્ણ બળદેવ બેઠા, ત્રઠ જમનાં તણી. ૨
હરી મુખ ઉચર્યા એવું, ભોજનની ઇચ્છા થઇ;
મુનીના યજ્ઞ માંહીથી, અન્ન લાવો જઇ. ૩
આપણું નામ લેજો, ઘણું અન્ન આપશે;
તમારૂ વચન તેતો, થીર કરી થાપશે. ૪
એવી હરીએ આજ્ઞા આપી, સખા સૌ પરવર્યા;
વેદ ધુન વીપ્ર કરે, આવી ત્યાંહાં ઉચર્યા. ૫

અમને અન્ન સારૂ, મોહને મોકલ્યા;
કૃશ્નબળદેવ તેતો, ત્રટમાં ઉભલા. ૬
સાંભળી સરવ ખીજયા, અમને એ નહી ગમે;
તમો તો શુદ્ર શાને, આવ્યા આંણે સમે. ૭
હજુ દ્વીજ જમ્યા નથી, કોઇ ટોળે મળી;
તમને અન્ન કહાંથી, જાઓ પાછાવળી. ૮
વાડવનાં વચન સુણી, ગોપ પાછા વળ્યા;
આવ્યા શ્રી કૃષ્ણ કને, મન રીસે બળ્યા. ૯
કૃશ્ન કહે રીસ શાની, જયારે જવું જાચવા;
સૌના શબ્દ સુણી, મનમાં રાચવા. ૧૦
જાઓ રૂષી પત્ની પાસે, આપણને ઓળખે;
તેતો અન્ન આપશે સહી, નહિ રાખી શકે. ૧૧
સખો એક ચોંપે ચાલ્યો, જઇ સંભળાવીયું;
જીવને જમનાં તીરે, અન્ન મંગાવીયું. ૧૨
અબળા ઉઠી ધાઇ, સરવે સુંદરી;
લીધાં શાક સહુ, બહુ ભોજન ભરી. ૧૩
જુવતીજાતી જાંણી, કોહોનોકંથ આડો ફર્યો;
કેમ નંદ ગોવાળ સાથે, નેહ નવો કર્યો. ૧૪
પ્રથમ પરણી કેને, વાત સાચી કહે;
નિશ્ચે તુને નહિ જાવા દઉં, અહીંઆં ઉભી રહે. ૧૫
વીષ્નુને લાત મારી, એવા મોટા અમો;

એવું કુળ ઊંચુ મારૂં, તેને તજશો તમો. ૧૬
અબળા કહે ઉંચપણું, ગણ્યું જેણે દેહ તણું;
પછી તે અધમ થઇ, દુઃખ પામે ઘણું. ૧૭
ભ્રગુજીએ લાત મારી, ભલપણું શું થયું;
તમને ભીખ મંગાવી, પ્રભુનું શું ગયું. ૧૮
માટે અભીમાંન મૂકો, સ્વામી શરીરનું;
દરશન કરવા દીજે, મુને જદુવીરનું. ૧૯
પતીને પાણુ જોડી, પાયે પડે પ્રેમદા;
પીયુ પાલવડો મુકો, મને થાયે આપદા. ૨૦
માનુનીએ મન વિચાર્યું, હવે કેમ કીજીએ;
પ્રભુજી પ્રાણુ મારા, તાંણીને લીજીએ. ૨૧
એમ કહી હાથ આપ્યો, પતીના હાથમાં;
તન ત્યાગ કરીને, ગઇ સખી સાથમાં. ૨૨
સરવે પહેલી પહોંચી, પ્રભુ પાસે ગઇ;
હાથે કરીને જમાડે, બીજી વીસ્મય થઇ. ૨૩
સુંદરી સર્વે આવી, બધુ અન્ન લાવીને;
નેણુ ભરી નેહે નિહાળ્યા, જીવન જાંણીને. ૨૪
ભાવે ભોજન કરાવ્યું, પૂરણુ પ્રીતસું;
પ્રભુજી પ્રસન્ન થયા, જોઇ રસ રીતસું. ૨૫
પ્રેમદાનો પ્રેમ જોઈ, નેહ ઘણો નાથને;
અભેપદ હરીએ આપ્યું; અબળા સાથને. ૨૬

તમ પતી તમને નમે, અમને એ ગમ્યું;
ચતુર ચિત તમારૂં, અમ ચરણે નમ્યું. ૨૭
એવા હરિ દયાસિંધુ, દયા કરે દાસને;
અમેતો વળગી રહ્યાં, એના વિશ્વાસને. ૨૮

## સાખી.

વિશ્વાસે વળગી રહ્યાં, ઉધવ અમો નિરધાર;
એક નીમેસ નવ વીસરે, નીરમળ નંદકુમાર. ૨૯
અમો અબળાનો આધારએ, ગોપીવર ગ્રંથે ગવાય;
નીરભે નાતું નેહનું, તે તોડયું કેમ જાય. ૩૦

## વિશ્રામ ૧૪.

ઉધવ એક સમે, વાલો હતા વનમાં;
શારદની રજની રૂડી, વિચાર્યું મનમાં. ૧
મોહને મોરલી વાહી, અતી આનંદમાં;
વેદ ગુણ ગાન કર્યું, છબીલે છંદમાં. ૨
થંભ્યાં જળ જમુનાં કેરાં, સૂકાં તરૂ ફૂલીયાં;
ખગ મૃગ મીન મોહ્યાં, શુધ્ય બુધ્ય ભૂલીયાં. ૩
પ્રેમે પાષાંણ ગળ્યા, પાંણી થઇને વહ્યાં;
જંગમ જડ રૂપે, સ્થાવર ચૈતન થયાં. ૪
એવી અલબેલે વહાલે, વાહી જ્યારે વાંસળી;
સુંદરી શ્રવણે સુણી, શુધ્ય તનની ટળી. ૫

ઉલટાં અંગ ધર્યાં, આભુષણ ભાંમની;
ગત મત ભૂલી ગોપી, ગોકુળ ગાંમની. ૬
અવળાં અમર ઓઢ્યાં, ઉઠી ધાઇ ચોંપમાં;
મનતો જઇને ખૂચ્યું, સુંદર સ્વરૂપમાં. ૭
પતી પરીવાર તજી, નારી સૌ નીસરી;
સદન સાંમું ન જોયું, કોઇએ પાછાં ફરી. ૮
જુવતી જુથ મળી, ધસ મસ ધાયછે;
નેપુર કંકણ કેરા, શબ્દ ધુન થાયછે. ૯
વંદ્રાવન વેગે આવી, સરવે સુંદરી;
નટવર નાગર હરી, નીહાળયાં નેણાં ભરી. ૧૦
સનમુખ શીશ નાંમી, સૌ ઉભી રહી;
અબળા પ્રત્યે એમ, વાહાલે વાંણી કહી. ૧૧
કહો કેમ અર્ધ નીસા, આવ્યાં સુંદરી;
ભોમની ભોવન તજી, ધાયાં સૌ ચીત્ત ધરી. ૧૨
નીજપતી પૂછશે જયારે, કહેશો શું કામની;
જુવતી જયાંમ જુગમ, વીતી ગઇ જાંમની. ૧૩
પતિવ્રતા ધરમ પાળો, પોતાનો પ્રેમદા;
મારૂ કહ્યું માંનની માંનો, સુખ થાશે સદા. ૧૪
લાજ મરજાદ ન આંણી, તમો કાંઇ તારૂણી;
વેદમાં વાત નંદી, પ્રીતપર નરતણી. ૧૫
વહાલાનાં વચન એવાં, શ્રવણે સાંભળ્યાં;

મનની ધીરજ ટળી, સૌ ધરણી ઢળયાં. ૧૬
ગદ ગદ કંઠે ગોપી, એવું મુખ ઉચરે;
વેંધાયાં વચન બાણે, પીડા પૂરી કરે. ૧૭
પડશે પંડ અમારા, પ્રાંણ નિશ્ચે જશે;
રસીઆ રાસ રમાડો, સુખ ત્યારે થશે. ૧૮

## સાખી.

વચન સૂણયાં વ્રજનારીનાં, પ્રભુજી થયા પ્રસન્ન;
રાસ રમાડું રંગમાં, તમને જુવતી જન. ૧૯
પાસે તેડી તારૂણી, આપ્યું આદરમાંન;
અધર મધુર ધરી મોરલી, કર્યું મદુરૂ ગાન. ૨૦

## વિશ્રામ ૧૫.

રસીએ રાસ રચ્યો, રમવા રંગમાં;
વીધ વીધ નેપુર ધર્યાં, વ્રજવધુ સંગમાં. ૧
એવી અદ્ભૂત લીલા, રચી ભુતળ વિષે;
ઈંદુ આકાશ થંભ્યાં, ચાલી તે નવ શકે. ૨
સખી સુખસાગર માંહી, ઝીલે રસ મગ્ન થઇ,
એવે અભિમાન આવ્યું, અબળાને સહી. ૩
માનુનીના મનમાં હતું, તેતો જાંણ્યું હરી;
અંતર્ધાન થયા, સંગે એક સુંદરી. ૪
ગોપી સૌ વ્યાકુળ થઇ, ન દીઠા નાથને;

અતી દુઃખ પ્રગટ્યું રૂદે, સુંદરી સાથને. ૫
ધાઇ દ્રુમ વેલને પૂછે, કૃશ્ન દીઠા કહી;
મારાસમ મન ખોલીને, બોલ સાચું સહી. ૬
પ્રેમદા પાસે જઈ, પૂછે મૃગ મોરને;
કહો કહી દીઠા તમો, નંદકીસોરને. ૭
ચતુરા ચંદ્ર પ્રત્યે, કહે પૂછું તુને;
હરી કંઇ દીઠડા હોયતો, તું દેખાડ મુને. ૮
વિનતા વ્યાકુળ થઇ, સર્વે સુંદરી;
શોધીને ઘટે નહિ, ઘડી આવી કરી. ૯
જુવતીએ જોઇ કાઢયાં, પગલાં પ્રભુ તણાં;
આ જો સખી ચેન એનાં, જાય છે બેઉ જણાં. ૧૦
માનની માંન આવ્યું, હજુ અધીક અમે;
હરીશું હાસ્ય કીધું, મને તેડો તમો. ૧૧
તારૂણીને તેડી ચાલ્યા, તરૂવર આવીયું;
પ્રેમદાને પુષ્પ લેવા, એવું મન ભાવીઉં. ૧૨
તરૂવર ડાળ ગ્રહ્યું, તારૂણીએ તે પછી;
ત્યાંહાં ટટલતી મેહેલી, હરી ગયા ખસી. ૧૩
રહી ત્યાં રૂદન કરે, મનમાં લાજતી;
અબળા સૌ ત્યાં આવી, વ્રેહ દુખે દાઝતી. ૧૪
તરવર ડાળ દીઠી, અબળા એકલી;
જુવતી હસવા લાગી, પ્રીત તારી ખરી. ૧૫

પછે ઊતારી તેહને, પીડા ત્યાહારે ટળી;
જમુનાં તીર આવી, સૌ ટોળે મળી. ૧૬
મળી ઉપાય રચ્યો, પ્રભુ આવ્યા તણો;
પ્રીતે હરી પ્રગટ થશે, સ્વરૂપ એનું બનો. ૧૭
એકે હરી ભેખ ધર્યો, છબી નંદલાલ તણી;
એક પુતના થઇ આવી, તેને મિથ્યા હણી. ૧૮
એક જસોદા થઇને આવી, બાંધ્યા હરી સાહીને;
થઇ એક જમલાઅરજુન, તાર્યા તેને ધાઇને. ૧૯
એકે નટવર સ્વરૂપે, ગીરીવર ધારીયો;
એકે મલરૂપ લઇ, કંસને મારીયો. ૨૦
એવાં અપાર ચરીત્ર, કર્યાં રસરીતસું;
એવું જોઈ હસીયા હરી, પ્રગટયા પ્રીતસું. ૨૧
સુંદરી સુખ પાંમી, જોઈ મુખ ચંદને;
લોચન પ્રફુલ અંબુજ, આપે આનંદને. ૨૨
વેણું ધરી અધર ઉપર, કોટી કળા કામની;
પીત પટ અંગ ધર્યા, દીસે ઘન દાંમની. ૨૩
મુગટ શીશ સોહે, સુંદર શોભા ઘણી;
કાને કુંડળ ઝળકે, જોરે છબી તેહ તણી. ૨૪
એવું સ્વરૂપ સુંદર, હરીનું અભીનવું;
સુખ બહુ તે સમાનું, કેમ જાયે વર્ણવ્યું. ૨૫
ફરીને રાસ રચ્યો, પુરણ પ્રીતસું;

અબળાની આશ પુરી, એવી રસ રીતશું. ૨૬
પાયો રસ પ્રેમે પ્રીતે, વહાલે વ્રજનારીને;
માટે અમો મોહી રહ્યાં, નંદ કુમારને. ૨૭
અમારો રસીઓ વહાલો, વસીરૂદીએ રહ્યો;
અમારા મનનો આસે, તેતો તમને કહ્યો. ૨૮

સાખી

ઉધવ આસે તમ તણો, કહ્યો તમ પ્રત્યે તેહ;
મનસા વાચા કરમણા, નંદ નંદનશું નેહ. ૨૯
તેતો જરા ન ઉતરે, ચઢ્યો ચિત્ત તોરંગ;
નેણ બાંણ શ્રી કૃષ્ણનાં, ભેદયાં અંગો અંગ. ૩૦

વિશ્રામ ૧૬.

ઉધવ એવા હરી, કહો કેમ વીસરે;
જીવન જોયા વિના, પ્રાંણતો નીસરે. ૧
વિજોગ રોગતણી, પીડા બહુ થાયછે;
પ્રભુ વિના પલક તેતો, કંઇ જુગ જાયછે. ૨
ઉધવ સંગી તમારે, દુઃખ દીધુ ઘણું;
પહેલાં અમે પ્રીછ્યું નહિ, પ્રભુનુ કોમળપણું. ૩
ઘણી ઘણી ઘાત એણે, અમ સાથે કરી;
હવે મથુરાં જઇને, બેઠા શિર છત્ર ધરી. ૪
અમે આહીરડાં એવાં, મન ગમ્યાં નહિ;

લાજતા ગોકુળ નાવે, એવું ચિત્તમાં સહી. ૫
આંહીતો કાળી કાંબળી ઓઢી, દુઃખ પાંમ્યા હશે;
હવે હરી હેમ વસન ધરી, સુખીયા થશે. ૬
શામળીયો શીદ આવે, રીસ રૂદયે હશે;
વહાલાજીને વ્રીજમાં બીજું, કોણ વહાલું વસે.૭
એનાં માત તાત માટે, તમને મોકલ્યા;
અમારા કોણ સંભારે, ગુણ ભુંડા ભલા. ૮
પહેલી બહુ પ્રીત કરી, દ્વાર ન મૂકતા,
હવે તે હેત ઉતાર્યું, ફરી નથી ઢુંકતા. ૯
એવે એક આવ્યો મધુકર, ચતુરાને ચરણે નમ્યો;
તારે તુચ્છકાર કર્યો, અલી શાંને ભમો. ૧૦
તારી વન વેલ્ય સૂકી, મન વ્યાકુળ ફરે;
કાળા હોય કૂડે ભર્યા, તેનો સંગ શું કરે. ૧૧
કાળાનો સંગ કર્યો, દુઃખ પાંમે ઘણું;
કાળાનું વીખ વળે નહિ, કારણ કાળા તણું. ૧૨
અમને અવધ કરી, કૃષ્ણ મથુરાં ગયા;
મનમાં મહેર ન આવી, દીન ઝાઝા થયા. ૧૩
ઉધવજી એટલી કહેજો, અમારી વિનતી;
ઘણીઘણી અરજ કરી, વળી અમારી વતી. ૧૪
તમારૂ રૂપ જોવા, નેણ તલસી રહ્યાં;
જીવ્યાયે જશ ગાઇને, ઘણું ઘેલાં થયાં. ૧૫

શ્રવણે શુણુવા શબ્દ, ઘણું ઘણું ચાહે છે;
હસ્ત હરી સેવા કરવા, અતી અકળાય છે. ૧૬
તન મન તમને સોંપ્યું, રહ્યાં પણ રોપીને;
હરીવીના અવર બીજું, ગમે નહિ ગોપીને. ૧૭

## સાખી.

તમ વિના અવર ગમે નહિ, ગોપીને ગોવિંદ;
ભાવ કરીને ભેટીયે, ઉપજે અતિ આનંદ. ૧૮
મોર મુગટ મુસ્તક ધર્યો, કુંડલ ઉર વનમાળ;
અમને દર્શન દીજીયે, નટવર રૂપ રસાળ. ૧૯

## વિશ્રામ ૧૭.

એક સમે રજની ઘણી, નંદ નાહાવા ગયા;
વરૂણના જન હતા, તેણે ગાઢા ગ્રહ્યા. ૧
કેડે શ્રી કૃષ્ણ ગયા, છોડાવા નંદને;
વરૂણે પ્રેમે પ્રીતે, પૂજ્યા ગોવીંદને. ૨
નંદે તે નજરે દીઠું, હવે પૂજ્યુ હરી;
પુત્ર નોહે પ્રભુએતો, વાત નિશ્ચે કરી. ૩
અહીંઆં થકી ઉઠયા જ્યારેં, બારણે આવીઆ;
મોહને માયા પેરી, ભાવ ભૂલી ગયી. ૪
એવાં અપાર ચરિત્ર, અમોએ દીઠાં સહી;
માટે પ્રીત અચળ એસું, ટાળી તે ટળે નહિ. ૫

ગોપીની પ્રેમ કથા, ઉધવે સાંભળી;
જરા અભિમાન હતું, તેતો ગયું ટળી. ૬
અહો મહા ભાગ્ય ગોપી, પરમ કીરપા હરી;
ધન્ય ધીરજ તમારી, સરવે સુંદરી. ૭
તારૂણી ટેક તમારી, સરવથી સાર છે;
સુંદર સરૂપ સાથે, નેહ નીરધાર છે. ૮
ઉધવ કહે અબળા તમો, ઘણાં ગુણવાન છો;
પ્રીતે પ્રવિણ પૂરાં, સો સાવધાન છો. ૯
પ્રેમ કટાક્ષ કરી, વશ કર્યા નાથને;
સદા છે પ્રસન્ન હરી, સૌ વ્રીજ સાથને. ૧૦
કીરતારથ રૂપ થયો, ગોકુળ આવતે;
અલોકીક લાભ હવો, તમ દર્શન થતે. ૧૧
વંદ્રાવન વ્રક્ષવેલી, સૌ રસ રૂપ છે;
કારણ કોય ન જાંણે, એ કૃષ્ણ સ્વરૂપ છે. ૧૨
ઉધવ કહે આજ્ઞા આપો, સરવે સુંદરી;
મધુપૂર જાવા માટે, મન ઇચ્છા ધરી. ૧૩
પછે વ્રજનાર વદે, ઉધવજી આવજો;
એકવાર અલબેલાને, તેડીને લાવજો. ૧૪
પછે નંદ જસોદાજીને, કર જોડી કહ્યું;
હવે હરી મળવા માટે, મન ચંચળ થયું. ૧૫
પછે જસોદાજી બોલ્યાં, ઉધવ સાંભળો;

બહુ દીનના દીઠા નથી, શંકર ક્ષણુ શ્યામળો. ૧૬
માટે મન ઇચ્છા એવી, કુંવર કેવા હસે;
જુગલ સુત જોઇસું જયારે, સુખ સાતા થસે. ૧૭
એકવાર માટી ખાતાં, મુખજો નીહાળીયું;
ત્રણ ત્યાંહાં ભોવન દીઠાં, અચરજ ભાળીયું. ૧૮
ઇંદ્ર રવિચંદ્ર તારા, અજ ઉમયાપતી;
નવખંડ મુખમાં નિહાળયા, એવી એની ગતી. ૧૯
પછે પ્રણુંામ કરી, ઉધવ ઉચરે;
તમારાં ભાગ્ય ભલાં, સૌ કીરતન કરે. ૨૦
રહ્યા રસજુગમાં ફેલી, ચતુરદસ લોકમાં;
ભગત આનંદ પામ્યા, પાપી પડયા શોકમાં. ૨૧

સાખી.

અસુર પડયા અતી શોકમાં, સુખ પાંમ્યા સૌ સંત;
પ્રગટ પૂરણુ બ્રહ્મનું, ભક્ત વત્સલ ભગવંત. ૨૨
ભોમી ભાર ઉતારવા, દુષ્ટ તણે શીરકાળ;
સુખદાઇ સદા સંતને, પ્રભુ પૂરણુ પ્રેમ દયાળ. ૨૩

વિશ્રામ ૧૯.

ઉધવ આજ્ઞા માગી, ઉઠયા આનંદમાં;
જઇ નીજ રથ બેઠા, મન ગોવીંદમાં. ૧
ઉધવને અબળા સહુ, કરગરી એટલું માગતી;
વહાલાજીને વીનય કરી, કહેજો ઘણી વીનતી. ૨

વિવેકી જ્ઞાંની તમો, ઘણા ગુણવંત છો;
તમારો મહીમા મોટો, શીરોમણ સંતછો. ૩
તમારા દર્શન થકી, દુકરીત સૌ ટળે;
તમારી ક્રીપા જેને, કૃષ્ણ તેને મળે. ૪
ઉધવ કહે અબળા તમો, આનંદ રૂપ છો;
ત્રિલોકમાં તારૂણી તમો, પરમ અનુપ છો. ૫
વ્રજરજ ઉધવ વંદે, નંદે નીજ દેહને;
ધન્ય ધન્ય દ્રુમ વેલી, જીભ્યા ઘણી એહને. ૬
ગોપીની ચરણ રેણું, ઉડી લાગે અંગને;
તેણે કીરતારથ કહીએ, પામ્યા સતસંગને. ૭
ઉધવે શીશ નમાવ્યું, ગોકુળ ગામને;
હરીનું રમણ જાંણી, નમ્યા તે ઠાંમને. ૮
પછી પોતે પંથ પળ્યા, રૂદે રંગ છાય છે;
વસુધા વ્રજની જોતાં, આનંદ થાય છે. ૯
ઉધવજી ઉલટ ભર્યા, મધુપૂર આવીઆ;
જઇ હરીચરણે નમ્યા, ભીતર ભાવીઆ. ૧૦
ગોપીની પ્રેમ કથા, સૌ માંડી કહી;
ધન્ય ધન્ય જુવતીજન, રસમાં છકી રહી. ૧૧
જશ વ્રજ જુવતી કેરો, જીભ્યાએ શું કહું;
મંદમતી મારી માટે, મહીમા નવ લહું. ૧૨
એવી કૃપા કરશો કયારે, મુજપર નાથજી;

અખંડ એક વૃતી, સદા તમ સાથજી. ૧૩
કૃષ્ણવીના નજરે ના આવે, એવી દશા એમની;
સમોવડ કોણ કરે, શ્યામા રસ પ્રેમની. ૧૪

સાખી.

સમોવડ કોણ કરે એની, એવી એ વ્રીજનાર છે;
એક ટેક શ્રી કૃષ્ણ સાથે, પ્રેમ પ્રીત અપાર છે. ૧૫
હરિ વિજોગે શરીર સૂકે, પુષ્ટ થાયે પ્રભુ જોઇને;
ઉધવ કહે તેનેદર્શન આપો,રહ્યાં ચરણેચિત્ત પ્રોઇને. ૧૬

વિશ્રામ ૧૯

પછે શ્રીકૃષ્ણ કહે, જથારથ જાણજો;
ઉધવજી વચન મારાં, સત્ય પ્રમાણજો. ૧
મારૂ નિજ સ્વરૂપ તેતો, વંદ્રાવનમાં ફરે;
વ્રજ વિહાર લીલા, નિત્ય નવલી કરે. ૨
વ્રંદાવન અખંડ ભોમી, અખંડ રાસ છે;
અખંડ અબળા સહુ, અખંડ વિલાસ છે. ૩
સદા સુખ સાગર શોભા, તે વ્રંદાવનમાં,
નિત્ય નિત્ય ખેલ કરૂં, અધિક આનંદમાં. ૪
ગોપી મન માહરારે વિષે, ગોપી વિષે હું રહ્યો;
ઉધવની ભ્રાંત ભાગી, ઉત્તર શ્રીકૃષ્ણે કહ્યો. ૫
એવી શ્રી કૃષ્ણ લીલા, જેકો જન સાંભળે;

અનીન ભક્તિ આવે, સંશય સહુ ટળે. ૬
જયારે હરિ ભક્તિ આવે, પ્રગટે પ્રેમ દશા;
જયારે શ્રી કૃષ્ણ કેવળ, તેને રૂદીએ વસ્યા. ૭
વસે હરિ હરદે તેને, ગોપી સંવાદથી;
કરજોડી પ્રીતમ કહે, ગુરૂ પ્રસાદથી. ૮
હરિની અપાર લીલા, અગમ અગાધ ગતિ;
પીધાનો પ્રેમ થયો, ગુરૂ પ્રસાદથી. ૯
હરિ ગુરૂ સંતતણી, શુભકૃપાએ કરી;
સ્નેહે સરસ ગીતા, આનંદે ઉચ્ચરી. ૧૦
ઠાકોર કુંજવિહારી, પ્રસિદ્ધ પ્રકાશ છે;
સંદેસર માંહે સદા, આનંદ વિલાસ છે. ૧૧
તેઓને ચરણે રહો, કથા કહી પ્રીત્ય શું;
કેવળ ને સંગમળી, ગાઇ રસ રીત્યશું. ૧૨
સંવત્ અઢારવિષે, વિધીછે વિષ્ણુની;
એકત્રીસે અસાડ સુદે, લીલા કહી કૃષ્ણની. ૧૩
ત્રતીયા ચંદ્ર વારે, કથા પૂરી થઇ;
પ્રેમીને પ્રીયે અતી, ગીતા ગુણ રસ મઇ. ૧૪
પતીતને પાવન કરે, એવા ગુણ આંમ છે;
ચોપાઇસે ચારખટ, વીસ વીસ રાંમ છે. ૧૫
શીખે ગાય સાંભળે ભાવે, ભાગ્ય તેહનાં;
તેને હરિ કરૂણા કરે, ટળે દુઃખ દેહનાં. ૧૬

સાખી.

હરિ ગુણ ગાતાં હેતસું, ઉધર્યા અધમ અનેક;
પ્રીતમ પલક ન છાંડીએ, હરિ કીર્તનની ટેક. ૧૭
તીલક તુલસી અંગે, મુખે ગોવીંદ ગુણગાય;
પ્રીતમ પ્રાણી પતીત હોયે, પ્રેમ પુનીત તે થાય.૧૮

---

# જ્ઞાનગીતા.

પ્રથમ પ્રણમું શ્રી ગુરૂ સ્વાંમીજી, સરવ ઘટ પૂર અંતરજામીજી;
બેહુ કરજોડીચરણ શીરનામીજી,જન્મ મરણની ટાળો ખાંમીજી.૧

ચોપાઈ.

જન્મ મરણની ખાંમી ટાળો, ભાળો કરૂણા દ્રષ્ટ કરી,
દયાસિંધુ દીનબંધુ, ભક્ત હેત નરદેહ ધરી. ૨
કોમળ વચન રસાળ રૂડાં, સાંભળતાં સુખ લીજીએ;
કૃપા રૂપ સ્વરૂપ શીતળ, ચરણ કમળ ચિત્ત દીજીએ. ૩
ચરણ અબુજ રૂપી નીરભે નૌકા, શુદ્ધ વિચારે સંગજે કરે;
ઉચ નીચને વરણા વરણ, આશ્રે તે ભવનિધિ તરે. ૪
અજ્ઞાંન તીમરને ટાળવા, ગુરૂ વચન તે રવિ રૂપ;
અંતર ચક્ષુ અનંત પ્રગટે, પડે નહિ ભવકૂપ. ૫
ન જાંણે તેનાં પાપ પૂરાં, પછી પસ્તાસે પ્રાણી;

ગુરૂ વચન વિશ્વાસ નહિ જેને, અવિદ્યાએ તેની દેહ ધરી. ૬
હરી ગુરૂ સંતનો મોટો મહિમા, મૂઢમતી નર નવ લહે;
અરકને જેમ ઉલક ન માંને, રીસાવ્યો નીશદિન રહે. ૭
દોષે કરી દેખે નહિ, આંખો ખરી પણ અંધ;
શ્રવણ ખરા પણ સાંભળે નહિ, રસના ખરી ખણ રૂંધ. ૮
નાક છે પણ નથી જાંણે, જે વારે વારે હરી વીસરે;
પરમ સુખને પરહરીને, કુંભીપાક કબુલ કરે. ૯
હસ્ત છે પણ નથી જેવા, સેવા શુભ ન આદરે;
ચરણ છે પણ નથી સરખા, સંત સંગ નવ સંચરે: ૧૦
નરદેહ ધરી ધન્ય તેની કહીએ, જે રહે પરમ પવિત્ર;
શ્રવણ તેના સફળ કહીએ, જે સાંભળે હરીનાં ચરિત્ર. ૧૧
નયણાં નીરમળ કહીએ તેનાં, જે નીરખે હરીનું નૂર;
રાગ દ્વેષ ના રાખે કોઇસું, ભાષે એક ભરપૂર. ૧૨
જીભ્યા તો ધન્ય તેની જાંણો, જે જપે હરિનો જાપ;
આળ પંપાળ ના ઉચરે, પરહરે જૂઠું પાપ. ૧૩
કૃતારથ કર કહીએ તેના, જે સેવાસુ ભક્તિ આચરે;
પાયે તેના પવિત્ર કહીએ, જે પ્રકંમા પ્રભુની કરે. ૧૪
આદ્ય મધ્ય અંત એક હરી ગુરૂ, અન્ય પદારથ સત્ય નહિ;
એવું જાંણી પ્રભુ શરણે આવો, અભેદાંન દીજે સહી. ૧૫
પ્રેમે પુછું પાણ જોડી, જેમને સંશય ઉપનો;
મહારાજ નિશ્ચે કરી કીજે, નમેંડો નામ રૂપનો. ૧૬

જીવ તે શું ઇશ્વર તે શું, માયા તે શું જુગમાંહે;
કેમ થયું એ કર્યું કોણે, સમજાવો સુખ થાયે. ૧૭
સંસય સર્વે સમે સિદ્ધાંતે, એવો ઉત્તર આપીએ;
કહે પ્રીતમ કરૂણા કરીને, અસ્થિર મન સ્થિર સ્થાપીએ. ૧૮

વિશ્રામ ૧.

ચોપાઈ.

સદ્‌ગુરૂ બોલ્યા પૂરણ પ્રીતેજી, જેતેં પૂછ્યું રૂડી રીતે જી;
દૃષ્ટ પદારથ સર્વ અનીત્યેજી, આદ્ય અનાદ્યે એક હરી સત્યેજી. ૧

ઢાળ.

આદ્ય સનાતન એક હરી સત્ય, અખંડિત અવિનાશ;
વિશ્વમાં વ્યાપી રહ્યો, જેનો નહિ ઉત્પન્ન નાશ. ૨
શુદ્ધ ચૈતન સાવ સમરસ, બ્રહ્મ સાગર રહ્યો ભરી;
મધ્યે માયા અણછતી તે, અજ્ઞાંને કલ્પી કરી. ૩
વાંઝને જેમ કુવર કલ્પે, ઈંદુ અમાંસે જોય;
ગગનમાં જેમ કુસુમ કલ્પીત, ગાધર્વ નગરના હોયે. ૪
ધુમરનાં જેમ ધાંમ કલ્પીત, સસાસીંગ કલ્પીત સહી;
અધ્યારૂપ ઉપવાદ માટે, થયા વિનાફીટે નહિ. ૫
માટે સૌ માંડી કહીએ, થયું તેહનો થાપ;
જ્ઞાંન વિવેક વીચારી જોતાં, એક આપો આપ. ૬
લોહને જડ રૂપ જાંણો, ચૈતન થાયે ચમકવડે;

કર્યો અરીસો અર્ક જોગે, અણઇચ્છો આસી પડે. ૭
સાગરમાં જેમ લીલ પ્રગટી, કંચીત કહેવા માત્ર,
તે તણો વિસ્તાર વાધ્યો, થઇ જોયાની જાત્ર. ૮
માયા અવ્યાકૃત શુદ્ધ તમો ગુણ, પ્રલે અવસ્થા જેહ;
તે મધ્યે પડયું પ્રતિબીંબ બ્રહ્મનું, ઇશ્વર ચૈતન તેહ; ૯
અહુંથાઉં અનેક રૂપે, ઇશ્વરનો મોહ અહંકાર;
પ્રીતમ એણીપેર વૃદ્ધિ પામ્યું, પુરૂપ પ્રકૃતિ સાર. ૧૦

## વિશ્રામ ૨.

### ચોપાઇ.

મૂલમાયા એમજાંણી વિસ્તારજી, ઇશ્વરસંગે બળપામીઅપારજી;
એક માયા થઇ પંચ પ્રકારજી, શબ્દસ્પર્શ રૂપરસ ગંધસારજી. ૧

### ઢાળ.

એ પંચમહા ભૂત પ્રગટયાં, અને છઠ્ઠો શુદ્ધ રજો ગુણ રહ્યો;
હિરણ્યગર્ભ સુત્ર આત્મા, સ્થિતિ અવસ્થાએ સ્થિરથયો; ૨
શબ્દ વૃધ પામ્યો વિષેકે, તેનું થયું આકાશ;
સપર્શ વૃધ પાંમ્યો વિષેકે, તેનો હવો પવન પ્રકાશ. ૩
રૂપ વૃધ પાંમ્યો વિષેકે, તેનું હવું તતક્ષણ તેજ;
રજ વૃધ પાંમ્યો વિષેકે, તેનું હવું ઉદક એજ. ૪
ગંધ વૃધ પાંમ્યો વિષેકે, તેની હવી અવની એહ;
એ પંચનાં પચીસ પ્રગટયાં, શેળ ભેળ થયાં તેહ, ૫

સ્થાવર જંગમ થઇ સૃષ્ટી, નાંના મોટા ઘાટ;
ઇચ્છા ઉત્પતિ શુદ્ધ સાત્વિક, વિસ્તાર નરવૈરાટ. ૬
એ ઇશ્વરનું અંગ કહીએ, શિશ સપ્ત ભોવન;
ભાર અઢાર રોમાવળી, રવિ શશી તે લોચન. ૭
દશે દશા ને શ્રાવણ એહના, મહા પવન નાસાવડે;
જમણે કર વિષ્ણુ ડાબે શીવજી, રૂદે ચતુરાનંદ રહે. ૮
સાત સમુદ્ર ઉદર એનું, વદન વેહે નીર વિસાળ;
પહાડ પરવત અસ્ત એનાં, પાયે સપ્ત પાતાલ. ૯
ઇશ્વર અંશ તે જીવ જાંણો, સાગર બિંદુ જોયે;
તણખા દીપક મસાલ ભડકા, ભીન અગ્નિ ન હોયે. ૧૦
મુક્તા જીવ ઇશ્વર ફલદાતા, શુભ અશુભ અનુસાર;
અવિદ્યા માયાને સંગે, ભમે ભવ મોઝાર. ૧૧
કાયા કેરો જોર જાંણ્યો, જુગત્ય જાંણે તેહની;
પ્રીતમ પ્રીછે ભ્રાંત ભાગે, ટળે ખળભડ દેહની. ૧૨

## વિશ્રામ ૩.

### ચોપાઇ.

સાંભળો સ્વાંમી અરજ અમારીજી, વચન તમારાં કલ્યાંણકારીજી;
વાત બ્રહ્માંડની કહી વિસ્તારીજી, આ કાયાનો ભેદ ઘણો ભારીજી. ૧

### ઢાળ.

ભેદ ભારે કાયા કેરો, કોઇએ સમજી નવ શકે;
બાહ્ય દૃષ્ટિ સર્વની, પણ ભાળે નહિ ભીતર વિષે. ૨

કોણુ સંકલ્પ કરે ઘટમાં, ભૂખ તરશ કોને વિષે;
કોણુ અવસ્થા ભોગવે, ને જન્મ મરણુ કોને હુશે. ૩
તમ વિના સંશય ટળે નહિ, સ્વામી શરણે આવીઓ;
કૃપા કરીને કહો મુજને, સાંભળવા સનમુખ રહ્યો. ૪
દયા કરી ગુરૂદેવ બોલ્યા, સાંભળ શુદ્ધ ચિત્તે કરી;
પૂછ્યાનો પરિ ઉત્તર કહીએ, રાખજો રૂદીએ ધરી. ૫
આદ્ય બ્રહ્માએ કરી સૃષ્ટિ, તેને આત્મ દ્રષ્ટી ઉપજી;
કોયે મોહ પાંમે નહિ, ભાવ કરી હરીને ભજે. ૬
કોણુ મરે કોણુ અવતરે, કોણુ ધરે નાનાદેહ;
માયાનો પ્રપંચ ન પડે, સંસાર શું નહિ સ્નેહ. ૭
વીરંચીએ મનમાં વિચાર્યું, ઉપાય એક એવો કર્યો;
દશે ઇંદ્રીનાં દ્વાર અવળાં, વિષય રસ તેમાં ભર્યો. ૮
ત્યારે સર્વ ભૂલ્યું ભેદમાંહી, ભીતર કોઇ ભાળે નહિ;
માટે દ્રષ્ટિ બાહ્ય સૌની, અવિદ્યાએ અટકી રહી. ૯
સંકલ્પ વિકલ્પ ધર્મ મનના, ભોગ કારણુ બહુ કરે;
ક્ષુધા પીપાસા પ્રાંણુને, તે પોતાનો અર્થ આચરે. ૧૦
ખાયે પીયે જે ભક્ષ ભોજન, વાયુ વિસેકે વીધી કરે;
પાંચ મળીને પંડ પોષે, સમજ્યાથી કારજ સરે. ૧૧
ગગનનો ભાગ જાયે ગગને, પવનનો પવને મળે;
તેજનો તેજ માંહી, જળનો ભાગ જળમાં ભળે. ૧૨
કઠણુ ભાગ મળે અવની કેરો, અંગથી અળગો રહે;

કોલાને દ્રષ્ટાંતે કરી, જમ કુચારસ ન્યારો લહે. ૧૩
તાંમસનાં પંચ ભૂત માત્રા, રજોની ઇંદ્રી થાયે;
ચાર અંતઃકરણ સત્વ ગુણનાં, એ તત્વ ચોવી કહેવાયે. ૧૪
તત્વ ચોવીસનું સ્થુલ થયું, પચીસમી માયા જેહ;
છવીસમો એ શુદ્ધ ચૈતન, પ્રીતમ પ્રીછે તેહ. ૧૫

## વિશ્રામ ૪.

### ચોપાઈ.

સાંભળ શિષ તું સૂરત ધરીનેજી, કહીએ જથારથ જુક્ત કરીનેજી;
જે સમજે ભવ જાય તરીનેજી, ત્રીપુટી વરજીત જાંણ હરીનેજી. ૧

### ઢાળ.

તેનું વર્ણન કરીને કહીએ, ત્રીપુટી ત્રય વિનાશ;
અચળ અમલ અખંડ, અદ્વૈત, પરમ જયોત પ્રકાશ. ૨
સુખનું સુખ સિદ્ધાંત સૌનું, સમજે સંત સધીર;
દેહ ભાવ ભાસે નહિ, આપે તે આત્મ શરીર. ૩
ત્રીપુટી તજતાં જથારથ દીસે, જેમ છે ત્યમ લહેવાય;
ભીન ભીન ભાસે બહુધા, સમજે સમરસ થાયે. ૪
શ્રવણ ઈંદ્રી શબ્દ વિષે, દીગ દેવ કહેવાયે;
ત્રીધા ચૈતન ત્રીધા વૃત્તિ, ત્રીગુણ છે તે માંહે. ૫
ત્વચા ઈંદ્રી વિષે, સ્પર્શ મારૂત દેવ કહેવાયે;
ત્રીધા ચૈતન ત્રીધા વૃત્તિ, ત્રીગુણ છે તે માયે. ૬

નેત્ર ઇંદ્રી રૂપ વિષે, સૂરજ દેવ કહેવાયે;
ત્રીધા ચૈતન ત્રીધા વૃત્તિ, ત્રીગુણ છે તે માંયે. ૭
જીભ્યા ઇંદ્રી રસ વિષે, વરૂણ દેવ કહેવાયે;
ત્રીધા ચૈતન ત્રીધા વૃત્તિ, ત્રીગુણ છે તે માંયે. ૮
નાસા ઇંદ્રી ગંધ વિષે, પૃથ્વી દેવ કહેવાયે;
ત્રીધા ચૈતન ત્રીધા વૃત્તિ, ત્રીગુણ છે તે માંયે. ૯
વદન ઇંદ્રી વિષે વાંણી, વન્હિ દેવ કહેવાયે;
ત્રીધા ચૈતન ત્રીધા વૃત્તિ, ત્રીગુણ છે તે માંયે. ૧૦
પાંણ ઇંદ્રી વિષે કારજ, ઇંદ્ર દેવ કહેવાય;
ત્રીધા ચૈતન ત્રીધા વૃત્તિ, ત્રીગુણ છે તે માંય. ૧૧
ચરણ ઇંદ્રી વિષે ચાલવું, વિષ્ણુ દેવ કહેવાય;
ત્રીધા ચૈતન ત્રીધા વૃત્તિ, ત્રીગુણ છે તે માંય. ૧૨
ઉપહસ્ત ઇંદ્રી વિષે, આનંદ પ્રજસ દેવ કહેવાય;
ત્રીધા ચૈતન ત્રીધા વૃત્તિ, ત્રીગુણ છે તે માંય. ૧૩
ગુદાસ્ત ઇંદ્રી વિષે કહીએ, જમદેવ કહેવાય;
ત્રીધા ચૈતન ત્રીધા વૃત્તિ, ત્રીગુણ છે તે માંય. ૧૪
મન ઇંદ્રી વિષે વિકલ્પ, ચંદ્ર દેવ કહેવાય;
ચૈતનને અભ્યાસે ભાસે, સમજે સંશય પળાય. ૧૫
બુધ ઇંદ્રી વિષે વીખ, બ્રહ્મા દેવ કહેવાય;
ચૈતનને અભ્યાસે ભાસે, સમજે સંશય પળાય. ૧૬
ચિત્ત ઇંદ્રી વિષે ચીતવન, વાસુદેવ કહેવાય;

ચૈતનને અભ્યાસે ભાસે, સમજે સંશય પળાય. ૧૭
અહંકાર ઇંદ્રી ગર્વ વિષે, રૂદ્ર દેવ કહેવાય;
ચૈતનને અભ્યાસે ભાસે, સમજે સંશય પળાય. ૧૮
ચૌદ ઇંદ્રી ચૌદ વિષય, ચૌદ દેવ કહેવાય;
ગ્રંથ અનેકમાં સાખ્ય એની, વેદશાસ્ત્ર સૌ ગાય. ૧૯
જ્ઞાન વિવેકે વિચારી જોતાં, ઉપજે નહિ દુઃખ દ્વંદ;
પ્રીતમ કહીએ કમળની ગત્ય, પ્રગટે પ્રેમ આનંદ. ૨૦

વિશ્રામ ૫.

ચોપાઇ.

કાયા કમળને કહુ વિસ્તારજી, જે જાંણ્યાથી હોયે નીસ્તારજી;
પ્રીછે આવે ભવના પારજી, ગુરૂ ગમે કરીએ વસ્તુ વીચારજી. ૧

ઢાળ.

વસ્તુ વિચાર કરીને જોતાં, ટળે ત્રીવિધી તાપ;
અનભે આનંદ અધીક પ્રગટે, આવે સુખ અમાપ. ૨
મૂલધારા ચાર પાંખડી, દેવ ગણેશનો વાસ;
ખટસેં નિત્ય અજંપા ઉઠે, સૂક્ષ્મ જોત્ય પ્રકાશ. ૩
લીંગ ચક્ર કંજખટ પાંખડી, તેમાં બ્રહ્મા આપ;
ઝગમગ ઝગમગ જ્યોતિ જેની, ખટ સહુસ્ર થાયે જાપ. ૪
મણીપૂરક નાભી કમળ; દલદસ ત્યાં વિષ્ણુ વાસ;
અજંપા ખટ સહુસ્ર નીત્યે, પૂરણ જોત પ્રકાસ. ૫

રૂદે અનહદ રહે સદાશીવ, કમળ દ્વાદસ પત્ર;
જોતી રૂપ સ્વરૂપ સુંદર, અજંપા ખટસહસ્ત્ર. ૬
કંઠ વિષ્નુ સોડસ પાંખડી, જીવ રૂપનાં જોય;
સહસ્ત્ર અજંપા થાય નિત્યે, સહસ્ત્ર ગુરૂ સંગે હોય. ૭
આગ્ની ચક્ર ભ્રૂમધ્યે ભણીયે, દ્વિદલ અંબુજ આકાર;
શુદ્ધ ચૈતન જોત નિર્મળ, સહસ્ત્ર અજંપા સાર. ૮
શિશ કમળ સહસ્ત્ર કેરૂ, ધુની અનહદ હોય;
બ્રહ્મ રૂધ્રનો ભેદ ભારે, જાંણે જોગી કોય. ૯
તત્વમસી તુરીયાપદ કહીએ, ગુણ માયા અવસ્થા રંહીત;
જાગૃત સ્વપ્ન સુષુપતિ તે, વાસના લિંગ રહીત. ૧૦
જાગૃત જાંણો નેત્ર વાસો, સ્થુલ ભોગ વૈષ્વ અભીમાન;
દીઠું વિચાર્યું સાંભળ્યું, સ્ફુરે સ્વપ્ન નિદાંન. ૧૧
સ્વપ્ન અવસ્થા કંઠવાસો, ભાસે મીથ્યા ભોગ;
ચૈતન તેજસ અભીમાની, લિંગ શરીરને ભોગ. ૧૨
સુષુપ્તિમાં સમે વૃત્તિ, રૂદયામાં હોય લીન;
આનંદ ભોગતા પ્રાજ્ઞ ભોક્તા, સહનંદ સુખચેન. ૧૩
ઇશ્વર ચૈતન પ્રાજ્ઞ એકતા, પ્રલે સુષુપ્તિ એક;
સુત્ર આત્મા તૈજસ એકતા, કીયા ભીન્ન વિવેક. ૧૪
વૈષ્વ અભીમાંની વૈષ્વાનર ચૈતન, એને એકતા જોય;
પ્રીતમ પ્રીછે રૂપ પોતાનું તો, હરીસું એક રસહોય. ૧૫

## વિશ્રામ ૬.

### ચોપાઇ.

સઘળે સરખો એકરસ જાંણોજી, વેદ વચનતે સત્ય પ્રમાંણોજી;
એ અનુભવતે ઉરમાં આંણોજી,ભક્ત થઇને માહાસુખ માંણોજી.૧

### ઢાળ.

મુક્ત થઇને માણુ મહાસુખ, મૂક મીથ્યા માન;
હું મારૂં રૂદયેથી તજતાં, થાયે બ્રહ્મ સમાંન. ૨
ગર્વે ઘણા નર ગયા અધવચ, ડુબ્યા ભવસંસાર;
કુશળ ઇચ્છો આપણુંતો, મૂકી માંન અહુંકાર. ૩
સમજ્યાનું સિદ્ધાંત એ છે, જે ટાળવું તીમીર અજ્ઞાંન;
શત્રુ બીજા છે ઘણા પણ, નહિ ગર્વ સમાન. ૪
કોઈ કહેશે જે કહું હમણાં, જોડીને એ જુક્ત;
આગે અનેક સમજ્યા તે બોલ્યા, મોટા જીવન મુક્ત. ૫
શબ્દ વિચારીને જોશે જે જન, સમજીને ગ્રહશે સાર;
ઉચ નીચનો નથી અંતર, પ્રીછે પાંમે પાર. ૬
થોડા માંહી ઘણું કહ્યું છે, સમજ્યે સરશે કામ;
શ્રી ગુરૂ ચરણુ સરોજ ભજતાં, પામે મન વિશ્રાંમ. ૭
ગુરૂ કૃપા વિના નહોયે જથારથ. જો કરે કોટીક ઉપાય;
ફરી ફરી અટકે આવરણુમાંહી, જીવ દશા નવ જાય. ૮
કૃપા કરે ગુરૂ દેવ દયા નીધી, ભવ ભટકણુ ભાગે;
આ સંસાર અવરણુ દુઃખદાઇ, તરતાં વાર ન લાગે. ૯

આપ બળે કેમ સિંધુ તરીએ, નીરભે નૌકા સાથ;
મહેનત મમતા ટળે તેની, મળે પારસમણી હાથ. ૧૦
એમ મહામણી જ્ઞાંન ગીતા, જ્ઞાંન ગુણ ભંડાર;
સૂરત ધરીને સાંભળે, તે ટળે દુઃખ સંસાર. ૧૧
પય સાકર પૂરણ પીયે, પ્રેમે થાયે પુષ્ટ;
તેજ પય પન્નંગ પીયે, તોય ગ્રલ ઉત્તકષ્ટ. ૧૨
માટે મન વિચારી લેજે, સમજ્યાનો છે અર્થ;
ક્ષુધાવંતને સ્નેહ કહીયે, ગ્રહશે તે સમર્થ. ૧૩
જીગનાસુરને જુક્તે કહીયે, આણી હરખ અપાર;
અન અધિકારી સાંભળે, તો વાધે દોષ વિકાર. ૧૪
હરિ ગુરૂ સંતની હોયભક્તિ, અથવા નરકે નાર;
તેને ભણવું સાંભળવું, પામે પદ નીરધાર. ૧૫
હરિ ગુરૂસંત પ્રસાદે પાંમ્યો, પ્રીતમ પરમ આનંદ;
કૃત કૃત ધ્યંન ધન્ય તે, કૃપા ગુરૂ ગોવિંદ. ૧૬
સંદેસરમાં સાધુ સંગે, દયા હરિગુરૂની થઈ;
કમળ લોચન કુંજવિહારી, કૃપા દ્રષ્ટ ભાળ્યું સહી. ૧૭
શુદ્ધ ચૈતન સકળ વ્યાપીક, ગુરૂ વચને સાચું લહ્યું;
મન વાણીનો પ્રેક પોતે, ઉપજાવ્યું એવું કહ્યું. ૧૮
સંવત ૧૮૩૧ના વર્ષે, અશાડ વદ દ્વિતીયા દીન રવીવાર;
જ્ઞાંન ગીતા થઈ પૂરણ, પ્રીતમ પરમ સુખસાર. ૧૯

# ભગવત્ ચરિત્ર.

સાખી.

સરસ્વતિ ગણુપતિ શ્રી પતિ, ગુરૂ ગોવિંદ સમાન;
જોડી પાણુ પ્રેમે સ્તવું, ધરૂં નિરંતર ધ્યાન.
શોક સમન ધનુષ ધરન, ભોવન ચતુરદસ ભુપ;
સુખસાગર સામર્થ હરી, રહો રૂદિયામાં રૂપ.

મોતીદામ છંદ.

નમો ગુરૂદેવ દયાનિધી સ્વામી, સદાજીવ ઈશ્વર અંતરજામી. ૧
પ્રભુ પુરૂષોત્તમ પ્રાંણુ આધાર, જેને વશ વર્તે સૌ સંસાર. ૨
એવા અવિનાશ અનંત અપાર, ધરે ભક્ત ભાવે હરીઅવતાર. ૩
વિશ્વંભર નામ સનાતન બ્રહ્મ, ધરે નર દેહ કરે શુભ કર્મ. ૪
લીલા વિગ્રે રૂપ રસિકરસાળ, ભક્ત પ્રતિપાલ ગોવિંદગોપાળ. ૫
કરી વ્રજ ગોકુળ લીલા લહેર, પ્રેમે કર્યું પ્રગટ નંદન ઘેર. ૬
જસોદા જીવણુ જાંણુ સુજાંણુ, જેનુ મુખ દીઠે કોટી કલ્યાંણુ. ૭
પોઢે પ્રભુ પારણે પુરણાનંદ, મનોહર મુરત બાળમુકુંદ. ૮
રમે ઈચ્છાએ આનંદ કંદ, વહાલા વ્રજ ઈશ વ્રંદાવનચંદ. ૯
જેના રોમકુપ વિષે બ્રહ્માંડ, એવા હરિ આનંદરૂપ અખંડ. ૧૦
જેના હસ્ત ઈંદુને પાય ઉપેંદ્ર, જેનુ મુખ પાવકઉદ્ર સમુદ્ર. ૧૧
જેના નેત્ર ઠાંમ રહે રવિચંદ્ર, જેનું નિત્યે ધ્યાંન ધરે મુનીંદ્ર. ૧૨

વાંણીવિષે વેદ માયાનીજહાસ,જેણે આકીધું સૌ જક્તપ્રકાશ.૧૩
જેનું રૂપ કોણેકળ્યુ નવ જાએ,અહી વચ્છ પૂછ હરિ ઉભાથાય. ૧૪
જેના લક્ષ્મીજી તળાંસે પાય,આહીરડાંને આંગણે ઉઠીને ધાય.૧૫
જેને પાંમવાને જોગી જોગ સાધે,તેને નંદરાણી અનુલખ બાંધે:૧૬
કરે બાળ કેલી કમળ દળ નેન, રહે સનકાદિક સદા પદલીન.૧૭
જપ તપ જજ્ઞમાં તેડયો ન જાએ, બીજા કોટી ઉપાય કરે તો શું થાયે. ૧૮
ગળે હિમાળે કરે વ્રતદાંન, ફરે નવખંડ ધરે બહુ ધ્યાંન. ૧૯
વસે વનમાંહે કસે બહુ તન, પાંમે નહિ સ્વપ્ન વિષે દર્શન. ૨૦
એવું શુદ્ધ પ્રેમતણું પણ સાચ, તેને વ્રજનારી નચાવે નાચ.૨૧
ગોપીનું ગોરસ ચોરી ખાય, ધરે કરકંકણ નેપુર પાય. ૨૨
વિરાજે બાલ વિભુષણ અંગ, શોભા જોઇ લાજે કોટી અનંગ. ૨૩
ધરે મોરપીંછ ગુંજાવન માળ, શશીમુખ સુંદર નેણ વિસાલ. ૨૪
ઝળકે કુંડળ લાલ કપોળ, અંગો અંગ આનંદ ઝાક ઝકોલ. ૨૫
ઝગે ઝીણી ઝુલડી લાળડીલાલ, વગાડી વેંણ વધારે વાલ. ૨૬
નેહે નિરખતાં રહે મન મોહી, ઉતરે લુણ માત મુખજોઇ. ૨૭
વહાલો વૈકુંઠનો વાસી જેહ, જસોદા લાડ લડાવે તેહ. ૨૮
વિરંચી શંકર સાહાવા ચહાય, ગોવાળાને સંગે ચારે ગાય.૨૯
હતા જે દાંનવદુષ્ટ અપાર, તેઓ સૌનો કર્યો સહેજે સંહાર, ૩૦
પ્રથમ પુતનાના શોશ્યા પ્રાણ, સકટાશુર તેમ ત્રણવત જાંણ.૩૧
અઘબગ ધેનુ કેસી કંસ, આપી તેનેમુક્તિ જાંણી નિજઅંશ.૩૨

દાવાનળ પીધો પ્રભુએ વાર, કાળીનાગ નાથીને કહાઢયો બહાર. ૩૩
ધર્યો ગોવરધન શ્રીભગવાન, ઉતાર્યું ઇંદ્ર તણું અભિમાન. ૩૪
રૂડું રવિતનીયા કેરૂં તીર, કરે નિત્ય ક્રીડા શ્યામ શરિર. ૩૫
બંશીબટ પુલન કુંજ કુટીર, બોલે હંસ મોર કોકિલા કીર. ૩૬
કૂષ્ણુવન અપૂંજ ચક્ર અનંત, વસેજહાં બારમાસ વસંત. ૩૭
તાલતમાલ કમોદને કામ, માંડી રવણપૈયા મહાવન ગાંમ. ૩૮
કોકીલા કદલી વાટીકાવન, શુભ સંકેત મધુવન ધંન. ૩૯
સોહુગી કૂલ્યાં બારેવન, જોઇને ધીરજ મૂકે મન. ૪૦
મનોહર મંગળ રંગસોરંગ, સજ્યુ સૈન્યજાંણે આપ અનંગ. ૪૧
આવ્યો અતિ ઉત્તમ આસોમાસ, વંદ્રાવન કીધો રાસવિલાસ. ૪૨
વગાડી વેંણુતેડી વ્રજનાર, મોહની માયા નાંખી સંસાર. ૪૩
મોહ્યા ચતુરાનંન શંકરશેષ, મોહ્યાં જળપવન ન કરે પ્રવેશ. ૪૪
મોહ્યા મહીમેરૂ દશેદિગપાળ, મોહ્યાં સ્વર્ગમૃત્યુ સાતેપાતાળ. ૪૫
મોહ્યાં દ્રુમવેલ ન હાલે પાંન, મોહ્યા મુની છૂટીસમાધી ધ્યાન. ૪૬
મોહ્યા મૃગમીનપશુ પંખીપ્રાંણુ, મોહ્યા સચરાચરજાણુઅજાણુ. ૪૭
એવી વેંણુ સાંભળી જયારે કાન, સુંદરી સર્વેથઇ સાવધાન. ૪૮
તજી ધન ધાંમ પતિપરિવાર, અવળા અંગેસજી શણુગાર. ૪૯
કોએ પગ નેપુર પહેર્યાકાન, કોએ આંજીઆંખડી એકનિદાન. ૫૦
કોએ કરી અડધી આડલેલાટ, કોએ કંઠકંકણ હાથે હાર. ૫૧
કોએ ઓઢયો ચરણીઓ પેર્યું ચીર, કોએ ભૂલી ભામનિ શુદ્ધ શરીર. ૫૨

કોએબાંધ્યાં બાળક વછવરાંસે, કોઇહૃવેગાય દોણીનહિપાસે.૫૩
ઉઠી ધાઈજે જેમ તેતેમ નાર, વંદ્રાવન આવી હાર કતાર. ૫૪
નેહેનિરખ્યાનાથનમાવ્યુંશીશ, જોવામનબોલ્યાશ્રીજુગદીશ.૫૫
પતિવ્રતાધર્મ તમોતજ્યાંનાર, રાત્રીકેમઆવ્યાં વનમોઝાર.૫૬
બાળાસૌબોલ્યાંવચનવિચારી, સાંભળોસ્વામીઅરજઅમારી.૫૭
સર્વે ધર્મ તણું ફળ એહ, ધરાવ્યો નાથ તમ સાથે નેહ. ૫૮
સાચો મનસ્વામી અમારો એહ, તજીશું નિશ્ચેઅમારો દેહ.૫૯
દીઠુ મન સાચુ સુંદરી કેરૂં, હરિવર કીધું હેત ઘણેરૂં. ૬૦
રમવારાસ રચ્યો રણછોડ, પુરવા કાંમની કેરા કોડ. ૬૧
ગોપી ગોવિંદની બાંધી બેલ, ફૂલ્યાં જાણે ચંપક વીંટો વેલ.૬૨
મરકત હાટક હીરાના હાર, એવી ગૌર શ્યામની શોભા સાર.૬૩
નવ ઘન દાંમની જ્યોત ઝગાર, ટળ્યો ત્રિલોકતણો અંધકાર.૬૪
સોનાનાં સરોજે ફૂલ્યું વન સાર, મધ્યેતે મધુકર નંદકુમાર. ૬૫
બિંબ પ્રતિબિંબ વિનોદ વિહાર, અંગોઅંગ આનંદ રંગઉદાર.૬૬
આલીંઘન અમૃત ચુંબનપાંન, કરે મહા ભાવ અનેક વિધાંન.૬૭
સપ્ત સ્વર તાલ બર્સેના બત્રીસ, વાજે વાજીંત્ર કરોડ છત્રીસ. ૬૮
નૌતમ નાદ ઉઠે નવ રંગ,તજી ગયો કામ થયો ગતિ ભંગ. ૬૯
અલોકિક લીલા લહેર તરંગ, ભરી બ્રહ્માંડ રહ્યું રસ ભંગ. ૭૦
એવો જુગ મંગળ હરી અવતાર, અનેક પતિત ઉતર્યા પાર. ૭૧
અખંડ વંદ્રાવન રંગ વિલાસ, અખંડ ગોપીજન પ્રેમ પ્રકાશ. ૭૨
અખંડ બંશીવટ ફૂલન કુંજ,અખંડ જુમનાં ત્રઠ આનંદપૂજ.૭૩

અખંડ વ્રજ ગોકુળ ગોરધન, અખંડ રાધાકૃષ્ણ રૂપ રતન.૭૪
અખંડ પ્રીતમ પ્રેમે ગુણ ગાયે, અખંડ હરિ ભક્તિ જુગોજુગ ચહાયે. ૭૫
હરિ ગુરૂ સંત કૃપાએ કરીને, લીલા રસ ગાયે ઉત્છાહ ધરીને.૭૬
સંસારનો તાપ લગાર ન લાગે,જોડી પાણ પ્રીતમ એટલું માગે.૭૭
પ્રભુપદ પ્રેમે સાધુનો સંગ, આપો મને એહ સદા શ્રીરંગ. ૭૮

---

# નામ મહાત્મ.

### દોહેરા.

રામ નામ અમુલખ રતન, જતન કરે જે કોય;
સુખી રહે સંસારમાં, કોઇ દીન દુઃખી ન હોય. ૧
રામ નામ શંકર જપે, ચતુરાનન અહીરાજ;
રામ નામ સમરે સદા, સદ્ગુરૂ સંત સમાજ. ૨

### મોતીદામ.

એવું હરીનામ ઉચ્ચારણ જેહ, સદા સુખસાગર ઝીલે તેહ.
મીઠુ હરીનામ સુધાપે સાર, ભજે તેહના કાપે કોટી વિકાર.
જેવો અંધકારમાં આદીત ભાસ, એવું કળીકાળમાં નામ પ્રકાસ.
ચિંતામણી નામ સુરતરૂ કહાવે, સેવે તેહના તાપ અનેક સમાવે.
વિષય વ્યાલકાળનીઝાળનલાગે,જેહનું નામલેતાંમહાદુઃખભાગે.

નામને આધારે રહ્યું ત્રિલોક, જપે જીવ તેહુના ટળે સૌ શોક.
ભારે ભવરોગ નિવારણનામ, નાઠાનો નામ વાસ થાકે વિશ્રામ.
ભાગ્યાના ભીરૂ નોંધારા આધાર, એવું હરીનામ શિરોમણ સાર.
સંસાર સમુદ્ર તર્યાનુ પોત, એવું હરીનામ અખંડ ઉદ્યોત.
જેનું નામ શીતળ ચંદન છાંય, પ્રાણી પરિતાપ ન પામે કોય.
એવું હરીનામ આનંદ સ્વરૂપ, મટાડે અમંગળ મંગળ રૂપ.
અંત સમે નામ ઉચ્ચારે જેહ, નિશ્ચે દુઃખ ન પામે તેહ.
પિત્રી ગૃહ દેવ ન પીડે કોય, જેનેહરિનામ હૃદયામાં હોય.
હરિનામ મહિમા કહ્યો નવ જાય, જેને વેદશાસ્ત્ર નિરંતર ગાય.
ગૌ કોટી આપે ગંગામાં દાન, ના આવે ગોવિંદ નામ સમાન.
કરે યજ્ઞ સરસ્વતિ તીર હજાર, ના આવે હરિનામ સમાન લગાર.
ભૂમિ હેમ દાન ગજ દાન, ના આવે તલ માત્ર તે નામ સમાન.
ખણાવે વ્યાપી કૂપ તડાગ, ના આવે હરિ નામને સહુસ્રમે ભાગ.
કરે તપ તિરથ વૃત અનેક, ના આવે હરિનામને તોલે રેખ.
એવો હરિનામ મહિમા અપાર, મોટા મુની જાણે જાણનહાર.
અધમ ઓધારણ નિર્મળ નામ, પતિતને આપે અવિચળ ઠામ.
અજામેળ પુત્ર નામે તર્યો પાપી, જાણે સૌ જક્ત મહા મુક્તિઆપી.
પીડાયો ગજરાજપોકાર્યો નામ, ટાળ્યું તેહનું સંકટ સુંદરશ્યામ.
ગુણકાના અવગુણ સામુ નવ જોયું, તેનું ધર્મરાયે પાનુ ધોયું.
દીનકર નંદન કહે પણ પક્કાંકી, હરિનામ લહેરએ જુઓ ઝાંખી.
અજાણે જેણે ઉચ્ચારણ કીધું, તેનું જમદૂતે નામ ન લીધું.

પ્રહલાદે પ્રેમે લીધુ હરિનામ, હિરણ્યાકશ્યપ કેરો ફેડયો ઠામ.
આકાશે ધ્રુવજી જપે નિરધાર, મધ્ય લોક માંહે ભજે ત્રિપુરાર.
પાતાળે નામ જપે નિત્ય શેષ, ભોમીનો ભાર ન લાગે લેશ.
પંડ બ્રહ્માંડ રહ્યો રરકાર, તેણે કરી આપ્યો સૌ આકાર.
બોલાવે નામ બોલે નિરધાર, નામે કરી શોભ્યો સૌ સંસાર.
હરિગુરૂ રાધા ગોવિંદ નામ, નારાયણ કેશવ સીતારામ.
જેનું નામ રૂપ અનંત અપાર, જેનો ગુણપાવન પરમ ઉદાર.
જેનું ચર્ણામૃત અંબૂજકેરૂં નિર, ધરે શિર શંકર મહામુની ધીર.
ચર્ણોદક પીવા પામે જે પ્રાણી, વસે વૈકુંઠ અભેપદ જાણી.
સુદોદક ચંદન તુલસી સાર, સાળંગરામ ચક્રને શંખ ઉદાર.
ઘંટાનાદ તાંબા પાત્ર શુભસાર, એવું ચર્ણોદક અષ્ટ પ્રકાર.
પીએ બિંદુ હૃદેમાં થાય પ્રકાશ, તેણે કરી વાસના મુળ વિનાશ.
પામે પ્રસાદ પ્રભુનો જે કોય, ટળે જીવ ભાવ હરિરૂપ હોય.
મહિમા જાણે ઉમીયા ત્રિપુરાર, જાણે ભક્ત ઉધવ બ્રહ્મ કુમાર.
તુળસી પત્ર પામે પ્રસાદ, તેના ટળી જાય કોટી અપરાધ.
ચાર ચેન અંગ સોહાવે છાપ, તેને કોઇ કાળે ન પરસે પાપ.
માળા મુદ્રા બાંનુ ધરે જન જેહ, કરે સૌ ભોવન પવિત્ર તેહ.
દ્વાદશ તિલક ધરે જે વિસાળ, તેને ભાવે ભેટે ભક્ત પ્રતિપાળ.
પ્રસાદી પુષ્પ ચઢાવે શિશ, તો તે ત્રિલોક તણો હોય ઇશ.
હેતે હરિ મંદિર ચાલીને જાય, ડગે ડગે યજ્ઞતણું પૂન્ય થાય.
પ્રભાતે પામે જેહ હરિ દર્શન, તેનીપર દેવ સમસ્ત પ્રસંન્ન.

મધ્યાને માધવ દર્શન થાય, તેનાં બહુ જન્મ તણાં અઘજાય.
સંધ્યા સમે દર્શન પામે જેહ, સહેજે સંસાર તરે નર તેહ.
દંડવત્ નેહે કરી કરે નૃત, તેનો અવતાર કહીએ કૃત્ય કૃત.
પ્રેમે કરી જે કો કરે કિર્તન, બ્રહ્માદિક તેને કહે ધન્ય ધન્ય.
જેકો હરિ મંદિર વિષે કરે દીપ, તેતો પામે વાસ સદાય સમીપ.
જેકો હરિ મંદિર વિષે કરે ચિત્ર, તેતો પ્રાણીપામેવિભુતી વિચિત્ર.
જેકો હરિ મંદિર કરે વાજીંત્ર, તેતો સુખ સદાયે પામે નિરંત્ર.
જેકો કરે કથા હરિ મંદિર મોઝાર, પામે સત્ ઈંદ્રતણું સુખસાર.
ભાવે કરી પૂજે ભગવત્ દાસ, તેતો પામે પ્રેમે હરિપુર વાસ.
જેકો હરિ મંદિર હેતે સમારે, તેનાં હરિ કોટી વિઘ્ન નિવારે.
ભોમી ગામ આપે હરિને કાજ, પામે ત્રિલોક તણું તે રાજ.
કરે હરિ અર્થે બગીચા બાગ, વસે હરિ ચરણે ધરી અનુરાગ.
એવું મહા દુર્લભ સુલભ નામ, ભજે તેને કાંય ન બેસે દામ.
એવા નર નીચને દીજે શી ગાળ, પ્રભુ તજી કરે આળ પંપાળ.
પ્રેમે ભજ પ્રીતમ નામ શ્રી રંગ, કરો નિત્ય નેહ ધરી સતસંગ.
સતસંગ દુર્લભ આ સંસાર, વિનાશ્રમ પ્રાણી પામે ભવપાર.

દોહેરા.

સતસંગ સુખ ઉપજે, ભજનાનંદ આનંદ;
સહેજે સહેજે સૌ ટળે, મોહ માયાના ફંદ.

---

# સુડતાળો-કાળ.

## અથવા પ્રેમ પ્રકાસ.

### દોહરો.

પુરૂષોત્તમ પરમાત્મા, પૂર્ણાનંદ પરિબ્રહ્મ;
સાક્ષીવત સૌમાં રહ્યા, ગ્રહો નહિ ગુણ કર્મ. ૧
દેહ અસત દુઃખરૂપ જડ, ઉપજાવો આનંદ;
બહુ પેરે લીલા કરો, ગોપી વર ગોવિંદ. ૨

### મોતીદામ છંદ.

ગોપીવર ગોવિંદ નામ તમારૂં, તેણે લોપાઈ રહ્યું મન મારૂં.
હવે હરિ હું આવ્યો શર્ણ તમારી, સાંભળો સ્વામી અરજ અમારી.
હરિજન સ્ત્રી વિપ્રને ગાય, જ્યારે તે પૃથ્વી વિષે પીડાય.
ત્યારે તમો સહેવાતું નહિ શ્યામ, ક્ષણમાં ફેડતા દુષ્ટનો ઠામ.
હવે હરિ કાને દીધા કેમ હાથ, કોમળતા ક્યાંરે ગઇ જદુનાથ.
રૂદિયામાં રાજ ચડી કાંઇ રીસ, નથી કેમ સામુ જોતા જુગદીશ.
વહાલા વા વાયો કળીનો કાંય, નિર્દે થયા નાથ ઘણું મનમાંય.
હવે કાંઇ જોર ભાગ્યુ જદુવીર, થયા હશો વૃદ્ધમાં ચાલ્યું શરીર.
આવી કાંઇ ઉંઘ અઘોર અપાર, સૂતા જઇ સાગર મધ્યે મોરાર.
સૃષ્ટિનો સાંભળતા નથી સોર, કળીજુગે આવી કર્યું બહુ જોર.
પીડ્યો પાર વિનાનો સંસાર, નથી કોઇ બીજો બોલણહાર.

સૃષ્ટિમાં કોઇ નથી? તમારો સ્નેહી,રહ્યાછો આવડુ આળસ લેઇ.
હરિ ગુણ ગાતાં જ્યારે દુઃખ દેસે, ત્યારે કોણ નામ તમારૂ લેસે.
લોપાયો ધરમ થયો અનરથ, જાગો જાગો સ્વામી હવે સામર્થ.
નમેરા થઇને રહ્યા શું નાથ, એમાં શું આવશે તમારે હાથ.
વિશ્વમાં વ્યાપી રહ્યોછે કલેશ, કરે ઘણું પાપ આવી પ્રવેશ.
જગતનું જતન કરો જીવંન, રચતાં પડશે પાછું પ્રેતન.
કાળ વિકરાળ ફરે છે ફોજ, લાંઠીઆ લુંડ માણેછે મોજ.
ઘણું ઘણું સંકટ પામ્યા સાધ, તેનો તમે શો દીઠો અપરાધ.
ગોવિંદ ગરીબ તણા હણનાર, દીસો દુઃખ દુર્બળને દેનાર.
બિચારા દ્રુમ તણો શો દોષ, કાપ્યાં ડાળ મૂળ કરીને રોષ.
પશુનું પાપ કશું જદુવીર, ન પામે ઘાસ દાણો ને નીર.
મરે વણ ખૂટયે સ્ત્રીને બાળ, અનિતી એવી કરે છે કાળ.
પરમાર્થ પૂન્ય ગયું પરદેશ, દયા કાંઇ દીસે નહિ લવલેશ.
રાજા અપરાધી થયા ઘણું ચોર, લૂંટાયા લોક પ્રભુ ચહુઓર.
નહિ કોઇ રક્ષાનો કરનાર, થયા ધન ત્રિયા તણા હણનાર.
ક્ષત્રી થઈ વાળવા લાગ્યા ગાય, તેને તો મલેચ મૂકાવા જાય.
ઉત્યમ મધ્યમ કરે છે કામ, બેડાં કળી થાણાં ઠામો ઠામ.
ઉઘાડીને આંખ જુઓ જુગદીશ, રાખો નિજ ધર્મ તમારો ઇશ.
પ્રભુ બિરૂદ નોંધારાના આધાર, અશર્ણા શર્ણ તમોછો મોરાર.
હવે હરિ લાજ તમારે હાથ, જેને નહિ કોઇ તેને તમો નાથ.
પંચાળીએ જ્યારે કર્યો પોકાર, પ્રભુ ચીર પુર્યાં ન લાગી વાર.

ધાયા સુણી આરત વાણી અવાજ, છોડાવ્યો ઝુંડ થકી ગજરાજ.
જ્યારેકાંઇઇંદ્રે કર્યો બહુકોપ, આવ્યા ત્યારેશર્ણે સૌવ્રીજગોપ.
રાખ્યાં ગૌ ગોપીગોપ સમાજ, ધર્યો ગિરિરાજ તમોમહારાજ.
કરી એકઠી સત સોળ હજાર, નરકાસુર મારી મુકાવી નાર.
પીડાયો પ્રહલાદ પોતાનો દાસ, કર્યો લક્ષ્મીવર લાકડે વાસ.
ધર્યું ત્યાં નાથ નરસિંહ રૂપ, હણ્યો હિરણાકંશ્યપ દાંનવ ભૂપ.
દેવના દેવ કાળના કાળ, સદા છો સેવકના પ્રતિપાળ.
મીરાંનું ઝેર પીધુ જદુવીર, ભર્યું એક નાથ તણે ઘેર નીર.
એવાં, કાંઇકારજ કોટી હજાર, કહેતાં શેષનાગ ન પામે પાર.
વિરંચી શંકર શારદા ગાય, વખાંણે વેદ કળ્યો નવ જાય.
એની કળ કુંચી ન જાણે કોય, એને સેવે તે એ જેવો હોય.
એનું મધુસુદન એવું નામ, ચડયો મદ રેશ ન રાખે રામ.
એની એક દ્રષ્ટિમાં સૃષ્ટિ સમાય, મીચેપળ ત્યારે પ્રલે કહેવાય.
એને કાંઇ પૂનનેપાપ નલાગે, કોઇની ચતુરાઇન ચાલે એઆગે.
એનેનહિ હરખનેશોક લગાર, એનેનહિ માયાનેમોહ સંસાર.
એથી કોઇબીજોનહિ બળવંત, એથી કોઇમોટો નહિ શ્રીમંત.
એથી કોઇનહિ જુગમાં દયાળ, એથી કોઇ વાંકોનહિ વિકાળ.
તુંતો બહુ કોમળ કુસુમ સમાન, વજ્રથી વજ્ર ભલો ભગવાંન.
તારા પ્રપંચ તણો નહિ પાર, તુંથી કોયસાચો નહિ નિરધાર.
તારાજીવાડયા વિના નજીવાય, તારૂપાણીપાયાવિના નપીવાય.
આપે જીવજંત અનંતને હાર, અનેક બ્રહ્માંડ તણો ધરનાર.

કર્યું ક્ષીરસાગર મધ્ય મોરારી, શેષ ફેંણુ ઉપર સેજ સમારી.
ધર્યો વેરાહુ જગત અવતાર, કપીલદેવ દતાત્રી સતન કુમાર.
નારાયણ ધ્રુવ પૃથુ નિરધાર, રૂખભદેવ હગ્રીવ હરિ અવતાર.
મચ્છ કચ્છ નરસિંહ વામન વિષ્નુ, ફરસુરામ કહીએ શ્રીકૃષ્ન.
હંસ મનવંતર ધનવંતર જેહુ, બુદ્ધ કલંકી ધરે નરદેહ.
ભોમી રજમધ્યેબિંદુજો ગણાય, હરિ અવતાર કળ્યા નવજાય.
દીસે છે દૃષ્ટ પદારથ જેહ, હરિને આધારે રહ્યું છે તેહ.
તંબુરાના તારતણીપેરે જોય; હરિનું બોલાવ્યું બોલે સૌકોય.
દેહ દેવળમાં આત્મ દેવ, કરૂં તેની સ્નેહ ધરીને સેવ.
પ્રીતની પાતળ પ્રેમનાં ફળ, ચિત્તનું ચંદન તુળસી અમૂલ્ય.
કરૂં ધ્યાન ધૂપ જ્ઞાંનનો દીપ, ધરૂ ભાવ ભોજનશ્યામ સમીપ.
રચ્યુ ઘર વિશ્વ વૈરાટ બ્રિચિત્ર, ચિતારા ચતુર ચિતારે ચિત્ર.
થાંભલો મેરૂ માંડયો ઘર મધ્યે, રવિશશી દીપક જોત પ્રસિદ્ધ.
ભર્યાજળ ગોળા સાગર સાત, કરે છંટકાવ વાયુ વરસાદ.
બિછાનુ ભોગી તણું શુભસાર, ચંદરવો તાણ્યો ગગનાકાર.
રાજા રાજા લક્ષ્મીવર શ્રી રણછોડ, કચેરી ભક્ત અનંત કોડ.
બંદીજન વેદ સદાજશ ગાય, રિદ્ધિ સિદ્ધિ પ્રેમે પલોટે પાય.
દફતર લખે ગણપતિ રાય, રવિસુત નિત્ય નિમેડે ન્યાય.
કિંકરી માયા કરે અંતરાય, ધણી લગી જીવે નવ જવાય.
પ્રાણી કોઇપામેનહિ કરવાદાદ, પ્રભુલગીપોહોંચે નહિ ફરીયાદ.
અમારી અરજ શુણાવોને કોય, જતો આવતોજે હરિકનેહોય.

માતાલક્ષ્મીજી થાઓમહેરબાન, દાસનીઅરજ શુણાવોને કાન.
સ્વામીને સંભળાવો જઇવાત, કૃપા કરી સામુ જુઓ જુગતાત.
તમારી માયા નડે છે નાથ, પીડાયો પ્રાણી તણો સૌ સાથ.
નથી કોઇને પહોંચવા દેતી ઠેઠ, વાટે વળગાડી ચઢાવે વેઠ.
ભવમાં ભમાવે બારોબાર, નથી કોઇ એને દંડ દેનાર.
તમારે નામે રહે કાંઇ દૂર, બાકી સૌ ચાવીને કીધા ચુર.
આવી પડયો મહા મોટો કળીકાળ,કરો પ્રભુ પ્રજાતણી પ્રતિપાળ.
પૃથ્વીપર વાધ્યુ પાપ પરિબ્રહ્મ, વરતાઓ મહા મોટો અધર્મ.
નથી કોઇ માનતુ માતપિતાય, નથી કોય માનતુ ગુરૂને ગાય.
નથી કોઇ માનતુ શાસ્ત્ર પુરાણ,નથી માનતુ કોઇ કોઇની આણ.
નથી કોઇ માનતુ તીર્થ વ્રત, નથી કોઇ માનતુ કૃત અકૃત.
નથી કોઇ માનતુ જગ્નને જાગ; નથી કોઇ માનતુ જોગ વૈરાગ.
નથી કોઇ માનતુ તુળસીવન, નથી માનતુ કોઇ વિપ્ર હરીજન.
નથી કોઇ માનતુ આત્મારામ, નથી કોઇ લેતુ તમારૂ નામ.
પાપે કરી પીડાયો સંસાર, નથી ગણતુ કોઇ દોષ લગાર.
વાઢયાં વડપીંપળ આંબા ડાળ, વાઢયાં વૃક્ષ લીલાં રૂપ રસાળ.
પ્રાણીનુ તોય ન ભરાયુ પેટ, એવી કરી બહુ પ્રકારે વેઠ.
અનજળ મોંઘુ કર્યું મહારાજ, જીવ્યાનો એક ન મળે ઇલાજ.
એવું વિપરીત કરે છે કાળ, દીસે નહિ એક દિશા નિકાલ.
દરિયામાં ડુબવા લાગ્યુ વહાણ, તમો તેને તારોને પુરૂષ પુરાણ.
બીજાનુ જોર ન ચાલે કાંય, હવે હરિ બૂડતાં ઝાલોને બાંહ્ય.

નિવારણ સંકટ સુંદીર શ્યામ, તમારૂ અધમ ઓધારણ નામ.
જેને છો રાજ તમો રખવાળ, તેને શું કરશે પાપી કાળ.
સાચો વિશ્વાસ વહાલા તમ સાથ, માથાપર નાથ તમારો હાથ.
ધરૂંછુ એક તમારૂ ધ્યાન, નથી મનમાંય ભરૂસો આન.
પૂજે પદ પંકજ શંકર શેષ, સેવે સનકાદિક શુદ્ધ સુરેશ.
પદ નખ હીરાં કેરી હાર, નવરંગ નેપુરનો ઝમકાર.
પિતામ્બર કટી કંદોરો સાર, ધર્યાં કરકંકણ કુંડળ હાર.
શશી મુખ સુંદર નેન ઉદાર, મણીમય મુગટની જોત અપાર.
વિભુષણ અંગ અનેક વિચિત્ર, ધર્યા શંખ ચક્ર ગદા પદ્મ સહસ્ત્ર.
નવઘન નીલમણી નવકુંજ, તનમેઘ શ્યામ આનંદનો પૂજ.
કરો નિત્ય પ્રીતમને ઉરે વાસ, નથી કાંય બીજી અમારે આશ.
કરૂ ગુરૂ સંતતણી સેવા કાંઇ, જે કોઈ જન જીવે હરિરસ ગાઈ.
તેના દાસતણો છું દાસ, પ્રેમીના પાવ તળેની ઘાસ.
ચરણની રેણુ ચડાવું શીશ, જોડી પાણ જાચું જુગદીશ.
સંવત અઢાર સડતાળો સાર, ભાદ્રપદ ચતુરદશી બુધવાર.
સ્વામી જાનરાય સંદેસર વાસ, કહે જન પ્રીતમ પ્રેમ પ્રકાશ.
શીખેગાય સાંભળે આણી સ્નેહ, સહેજે પ્રાણી પામે પરમપદ તેહ.

---

## ઉપદેશ.

### પદ. ૧

દેહ મનુષ્ય ધરી, હરિ ના જાણ્યા તેણે સરવસ ખોયું;

મારા વાલાજી, મહામણી મૂકીને પથ્થર ચિત્ત પ્રોયું. ટેક.
તેં અમૃત ઢોળી વિષ પીધું, તેં હાથે કામ કુડું કીધું;
તેં મિથ્યા માતને દુઃખ દીધું. દેહ મનુષ્ય ધરી. ૧
તને જાળવીઓ જઠરામાંહી, તારૂં રક્ષણ કર્યું પ્રભુયે તાંહી;
તેને સંભાર્યા સ્વપને નાહિ. દેહ મનુષ્ય ધરી. ૨
તેં જગતપતિને નવ જોયો, કલ્પવૃક્ષ તજી બાવળ બોયો;
તેં ઉત્તમ જન્મ એળે ખોયો. દેહ મનુષ્ય ધરી. ૩
એની દેહ અશુદ્ધ અશુદ્ધ વાણી, જેણે પ્રીત પ્રભુસું નવ આણી.
એ અધમ જાત પામર પ્રાણી. દેહ મનુષ્ય ધરી. ૪
એને કૃતઘ્ની સરખા કહીએ, તેના સંગે તે સરખા થૈયે;
કહે પ્રીતમ એથી અળગા રહીએ. દેહ મનુષ્ય ધરી. ૫

પદ. ૨

હરિ ભજન કરો, ભય ભાગે જમ-દૂતનો ભક્તિ ભાવે;
અંતકાળ સમે, હરિનું બાનું હોય ત્યાં જમ શીદ આવે. ટેક.
જેને તિલક છાપ તુળસી માળા, જેને મુખડે ગોવિંદ ગોવાળા;
તેને શુંરે કરે જમડા કાળા. હરિ ભજન કરો. ૧
એવો ભજન તણો પ્રતાપ છે, જેને ભક્ત નામની છાપ છે;
તેને લખ ચોરાશી માફ છે. હરિ ભજન કરો. ૨
એવું નિર્ભે નારાયણનું બાનું, જેનું ત્રિલોક માંહી નથી છાનું;
તેનું ખોળે ન રવિનંદન પાનું. હરિ ભજન કરો. ૩

પ્રાણી મારૂં મારૂં ન મિથ્યા કરવું,એક ધ્યાન હરિનું નિત્યે ધરવું;
કહે પ્રીતમ ભવસાગર તરવું. હરિ ભજન કરો. ૪

છંદ ચોપાઈ.

શા માટે તું સૂઇ રહ્યોછે, અચેત પાગર પ્રાણી;
માથા ઉપર મરણ ભમેછે, તેની ખબર ના જાણી. ૧
મહા મોટા જોદ્ધા જોરાવર, કૂટી નાખ્યા કાળે;
ક્ષણ માત્રમાં કૂદી જાતા, સમુદ્રને એક ફાળે. ૨
જેને ચાલે ધરતી ધ્રૂજે, આભ ઊડળમાં ભરતા;
જેની ફૂંકે પર્વત ફાટે, તે નર દીઠા મરતા. ૩
મધુ કૈભટને મારી નાંખ્યા, દીતી સુત સંહાર્યા;
અતિ બળીઆ અહંકારી આગે, તેના ગર્વ ઉતાર્યા. ૪
રાવણ કુંભકરણ દુર્જોધન, કાળજવન ને કંસ;
ખપી ગયા તે ખોળ્યા ન જડ્યા, જેવા અર્કના અંશ. ૫
મધૂસુદન છે નામ હરિનું, કોઇનો મદ નવ રાખે;
કાંકરડાની પેરે તેને, કડાક કાઢી નાંખે. ૬
અરે બાપડા જીવ અભાગી, શીદ ફરેછે ફૂલ્યો;
મિથ્યા સુખમાં મોહિ રહ્યોને, ભજન હરિનું ભૂલ્યો.૭
હરિ હીરો હારીને બેઠો, કુડું કામજ કીધું;
અમૃત-રસને ઢાળી દેઇને, ઝેર હળાહળ પીધું. ૮
સુરતરૂ સીતાવર મૂકી, સંસાર શીમળો સેવ્યો;

પથ્થર સાટે પારસ ખોયો, મૂઢ નહિ તુજ જેવો. ૯
સો ગાડાં શીખામણ દીજે, મૂરખ રતી નવ રાખે;
સાર વસ્તુતો સમજે નહિને, અસાર ઉરમાં નાંખે. ૧૦
જાણે નહિ જે હાણ વૃદ્ધિને, તેને શું સમજાવે;
કહે પ્રીતમ ચેતી લે ચિત્તમાં, ફરિ અવસર નહીં આવે.૧૧

## ચેતવણી છંદ.

ચેત મન ચેત મન, ચેતવાની ચાલ છે;
કેડા મોરે સૌકો ચાલે, કોણ બુઢા બાળ છે. ૧
દિવસમાં ત્રણ વાર તાકે, શિર સીચાણો કાળછે;
તેને ત્રાસે સૌકો કંપે, ભલા ભલાને ફાળછે. ૨
કાયાનો છે કાચો પાયો, ધરતી વસમો ઢાળછે;
ઘર ધંધામાં સૌ ગુંચવાયું, માયાની મધલાળછે. ૩
આજ માયા મીઠી લાગે, અંતે તો જંજાળછે.
દાતરડાં ગળતાં તો સહેલાં, વળતાંતો વિકરાળછે. ૪
બાપા કહીને સૌ બોલાવે, જમવા શાળ દાળછે;
સ્નેહે વધારે સુંદરીને, રહેવા મેડી માળછે. ૫
દુ:ખ વેળાએ દૂર રહેશે, જેવો તૂટો વાળછે;
પ્રીતમના સ્વામીને સમરો, બીજું આળ પંપાળછે ૬

---

## પ્રથમ ભાગ સમાપ્ત.